ઇસ્વી સન કરતાં ૫૯ વર્ષ પૂર્વે છે. શાલિવાહન શક ઇસ્વી સનથી ૭૮–૭૯, હીજરી સાલ ૬૨૨, અને પારસી સાલ ૬૩૦ વર્ષ પાછળ છે.

વિક્રમ સંવત માટે સાધારણ રીતે એમ મનાય છે, કે **વિક્રમ** રાજા ઇ. સ. પૂર્વે ૫૯ વર્ષ ઉપર ગાદીએ બેઠા તે વખતથી એનો આરંભ છે. પણ હાલમાં કેટલાક વિદ્વાનો આ બાબતમાં એમ કહે છે કે ઇ. સ. પૂર્વે ૫૯ વર્ષ ઉપર **વિક્રમ** નામનો કોઈ પણ રાજા થએલો નથી, અને ખરી વાત એ છે કે ઇ. સ. પછી છઠ્ઠા સૈકામાં ઉજ્જણમાં એ નામનો એક મહાપરાક્રમી રાજા થયો હતો, એણે **મુલતાન** પાસે શક લોકને હરાવ્યા હતા; એ **વિક્રમ**ના વખતમાં અસલના **માળવા**ના રાજાઓના વર્ષ ગણાતાં આવતાં હતાં, એજ એને પોતાને નામે ચઢ્યાં છે. પણ બીજા વિદ્વાનો આ કહેવું કબુલ રાખતા નથી. તેઓ માત્ર એટલું માને છે, કે વિક્રમ સંવત એ અસલ માલવ સંવત કહેવાતો; અને તેઓના મત પ્રમાણે એનું વિક્રમ સંવત એવું નામ આઠમા સૈકા પછીથી પડ્યું. મતલબ કે હાલ જે વિક્રમ સંવત નામે ઓળખાય છે એ મૂળ માલવ સંવત છે. સંવત શબ્દનો મૂળ અર્થ સંવત્સર એટલે વર્ષ એટલોજ થાય છે, પણ પછીથી તે ઘણે ભાગે **વિક્રમ**ના વર્ષ માટે વપરાવા લાગ્યો છે.

**શા**લિવાહનનું વર્ષ વિક્રમ સંવત કરતાં ૧૩૪–૩૫ વર્ષ પાછળ છે. **શા**લિવાહનનું બીજું નામ **શા**તવાહન પણ છે. એને વિષે એવી દંતકથા છે, કે **પૈ**ઠણમાં એક કુંભારના ઘરમાં એક બ્રાહ્મણકન્યા પોતાના બે ભાઈઓ સાથે રહેતી હતી. એક વખત એ **ગો**દાવરી નદીમાં નાહવા ગઈ હતી. ત્યાં **શે**ષનાગ એને જોઈને પ્રસન્ન થયા અને એક છોકરો આપ્યો. એ છોકરો તે **શા**લિવાહન. **શા**લિવાહન **પૈ**ઠણમાં કુંભારના ઘરમાં ઉછરતો હતો, તે વખતે **ઉજ્જણમાં** **વિ**ક્રમ રાજા રાજ્ય કરતો હતો. **વિ**ક્રમને કોઈકે કહ્યું હતું, કે **એ** કન્યાના પુત્રને હાથે તારૂં મૃત્યુ છે. **વિ**ક્રમને **વે**તાળ મારફત **શાલિ**

વાહનના જન્મની ખબર પડી, અને તેથી તેણે **પૈ**ઠણ ઉપર ચઢાઈ કરી. **શા**લિવાહને **શે**ષનાગના પ્રતાપથી પોતાને રમવાનાં માટીનાં હાથી ઘોડા અને માણસનાં પુતળાંમાં જીવ મૂકયો, અને એ લશ્કર વડે **વિ**ક્રમ રાજાને હરાવ્યો. આ દંતકથામાંથી એટલું સમજાય છે, કે **પૈ**ઠણના એક રાજાએ ઉજ્જણના કોઈ રાજાને હરાવ્યો હતો. ખરૂં જોતાં, **શા**લિવાહન અથવા **શા**તવાહન નામનો એક રાજવંશ થઈ ગયો છે, તેમાંના બધા રાજા એ નામે ઓળખાય છે; પણ તેઓમાંના **પુ**ળુમાયી **શા**તવાહન નામના ઇ. સ. બીજા સૈકામાં થએલા એક રાજાએ તથા એના પિતાએ ઉજ્જણના શક લોકને હરાવ્યા હતા. તે વેળા તે લોકમાં પહેલાંના એક **શક** રાજાનું વર્ષ ચાલતું હતું, તે એ શક લોકને હરાવનાર આ **શા**લિવાહનને નામે ચઢયું છે. અગાઉ એ વર્ષ શક કાળ અથવા શક રાજાના અભિષેકનો કાળ એ નામે ઓળખાતું. પાછળથી એને ઠેકાણે શાકે અથવા શકે શબ્દ વપરાવા લાગ્યો, તેનો અર્થ **શા**લિવાહનનું વર્ષ એવો થાય છે. હાલ તો શક શબ્દ કેટલીક વાર વર્ષના અર્થમાં વપરાઈ **યુ**ધિષ્ઠિરનો શક, **વિ**ક્રમનો શક, એમ પણ બોલાય છે.

ઇસ્વી સનનાં વર્ષો **ઈ**શુખ્રિસ્તના જન્મથી ગણાય છે, અને એ બનાવ ઉપર જણાવેલા માલવ સંવતના ૫૬ મા વર્ષમાં અને શક કાળની પૂર્વે ૭૮ વર્ષ ઉપર બન્યો હતો.

ઇ. સ. ના ૬૨૨ મા વર્ષથી હીજરી સાલ શરૂ થાય છે. **મ**હંમદ પેગંબર **મ**ક્કામાં હતા, તેવામાં ત્યાંના લોકોએ એમને મારી નાખવાનું કાવતરૂં રચ્યું હતું. એની ખબર પડવાથી તેજ રાત્રે એટલે કે ઇ. સ. ૬૨૨ ના જૂન મહીનાની ૨૧ મી સોમવારની રાત્રે **મ**હંમદ અને એમનો એક સાથી **અ**બુબક્કર બે ઊંટ ઉપર બેસી **મ**ક્કા છોડી **મ**દીના તરફ જતા રહ્યા. રસ્તામાં એક ગુફામાં ભરાઈ રહ્યા, અને એમ કહેવાય છે કે ગુફાને મોંએ કરોળીઆઓએ જાળાં બાંધી

દીધાં, તેથી દુશ્મનો એમને જોઈ શક્યા નહિ. આ બનાવ હીજરત એટલે છોડીને જતા રહેવું કહેવાય છે, અને ત્યારથી હીજરી સાલની શરૂઆત છે. એ સાલ **મહંમદ** પેગંબર પછી થોડેક વર્ષે થએલા **ઓમર** ખલીફે સ્થાપી છે, અને ઇ. સ. ૬૨૨ ના મહોરમની પહેલી તારીખથી એ ગણાય છે.

**યઝદેજરદી** નામે પારસી લોકોનો છેલ્લો પાદશાહ થઈ ગયો છે. તે ઇરાનની ગાદી ઉપર ઇ. સ. ૬૩૦ માં બેઠો. એ સમયથી એના શકનો આરંભ થાય છે.

---

અભિષેક—નવા રાજાને ગાદી પર બેસાડતાં જે ક્રિયા કરવામાં આવે છે તે.

પંચાંગ—ટીપણું; જેમાંથી તિથિ વાર વગેરે જણાય છે તે.

---

## पाठ ५२. मतभेद सहन करवा विषे.

એક વખત એક ગામમાં ધાડ પડી, ત્યારે ગામના બીજા બાયલા લોકો તો બીને નાસી ગયા; પણ એક જવાંમર્દ હતો તે બહાર નીકળ્યો, અને બહાદુરીથી લડી લુટારૂઓને નસાડ્યા. મારામારીમાં તે બિચારાને ઘણા ઘા વાગ્યા, અને એને પરિણામે એ મરી ગયો. ગામના લોકોએ એનું નામ સદાકાળ યાદ રહે, તેટલા માટે એનું એક પુતળું કરીને ચોતરામાં મૂક્યું. એ પુતળાના હાથમાં એક ઢાલ આપી હતી, અને તેનું એક પાસું સોને અને બીજું રૂપે રસ્યું હતું.

એવું બન્યું કે એક દિવસ બે સવારો ત્યાં થઈને જતા હતા. એક સવાર ઢાલની એક બાજુએ અને બીજો બીજી બાજુએ હતો. સોનેરી પાસા ભણીનો બોલ્યો, અલ્યા ભાઈ, આ સોનાની ઢાલના બહુ પૈસા બેઠા હશે. એ સાંભળી બીજાએ હસીને કહ્યું, અફીણ બહુજ ચઢી ગયું લાગે છે; રૂપાની ઢાલને સોનાની કહે છે? પહેલે ઉત્તર વાળ્યો, મેં તો અફીણ બફીણ ખાધું નથી, પણ મને લાગે છે કે

તને ભાંગની લહેર ચઢી છે; તે વિના સોનાની ઢાલને કોઈ રૂપાની કહે? બીજાને આથી ઘણો ગુસ્સો ચઢ્યો ને તે બોલ્યો, સંભાળીને બોલ, ભંગડ, નહિ તો દેખાડી આપીશ. એ સાંભળી સામાને ઝાંઝ ચઢી, અને બે ચાર ગાળો દઈ મારવાને તૈયાર થયો. સામા સામી ભાલા ઉપડ્યા. આ બૂમરાણ સાંભળી ગામના લોક દોડી આવ્યા, અને એમને છુટા પાડી પૂછ્યું કે તમે કેમ લડ્યા? ત્યારે એકે કહ્યું, જુઓને આ આંધળો સોનાની ઢાલને રૂપાની કહે છે. બીજો બોલી ઊઠ્યો, આંધળો તું કે રૂપાનીને સોનાની કહે છે. બંને જણા ફરી લડવા જતા હતા, પણ એટલામાં ગામના લોકે કહ્યું કે ભાઈ, જરા ઠંડા પડો, ને આ ઢાલની બંને બાજુઓ જુઓ. જોવા જાય છે તો એક બાજુ સોનાની અને બીજી રૂપાની! બંને જણા બેવકુફ બન્યા, અને પોતાની નાદાની માટે પસ્તાવો કરવા લાગ્યા.

ઉપરની વાતમાં ઢાલને જેમ બે બાજુઓ હતી એમ સત્યને ન હોય? જે સત્ય તમને એક રૂપે ભાસે છે, તે બીજાને બીજે રૂપે ભાસતું હોય એમ બને. આપણે જે જે અભિપ્રાયો બાંધીએ છીએ તેનાં અનેક કારણો હોય છે. આપણો વંશપરંપરાથી ઉતરી આવેલો સ્વભાવ, આપણી આસપાસના લોકના વિચાર, આપણી કેળવણી વગેરે અનેક કારણોને લઈ આપણા અભિપ્રાયો બંધાય છે. માટે મારોજ મત ખરો અને બીજાનો ખોટો, એમ આગ્રહ પકડી કોઈના મતને તરછોડી કાઢવો નહિ, તથા પોતાનો મત સામાને પરાણે મનાવવા માટે જુલમ કરવો નહિ. આપણે એક બાજુથી જોતા હોઈએ, અને સામો સામી બાજુથી જોતો હોય, અને તેથી મતભેદ પડે.

પણ કોઈ કહેશે કે મેં તો બંને બાજુઓ તપાસી છે, અને તે છતાં મને સામાનો મત ખોટો લાગે છે, માટે ખોટાને ગમે તેમ કરીને બલકે જુલમ કરીને પણ હું ખરે રસ્તે મૂકીશ. આના જવાબમાં ચાર આંધળાની વાત કહેવા જેવી છે. ચાર આંધળા હાથીનું વર્ણન કરવા બેઠા. એકના હાથમાં એનો પગ આવેલો તે કહે, કે હાથી

થાંભલા જેવો હોય; બીજાના હાથમાં સૂંઢ આવેલી તે કહે, કે સાંબેલા જેવો હોય; ત્રીજાના હાથમાં પુછડું આવેલું તે કહે, કે દોરડા જેવો હોય; અને ચોથાના હાથમાં કાન આવેલો તેથી તે કહે કે સુપડા જેવો હોય. ખરૂં જોતાં તેમના હાથમાં હાથીના માત્ર અવયવોજ આવ્યા હતા, અને આખો હાથી કોઈએ જોયો ન હતો, તેમ જોઈ શકાય એમ પણ ન હતું. એજ રીતે પુરેપુરૂં સત્ય તો ઈશ્વરનેજ માલમ છે. માણસને તો એના કકડાજ હાથ આવે છે. પણ આ વાત ઉપરથી એમ સમજવાનું નથી કે સત્ય તો બીલકુલ જડતુંજ નથી, અને તેથી કોઈએ પોતાના અભિપ્રાય બાંધવાજ નહિ. કહેવાની મતલબ એ છે, કે ઈશ્વરના આગળ આપણે સર્વ આંધળા જેવા છીએ એમ સમજી નમ્રતા રાખવી.

જુલમ કરવાથી સામાનો મત ફેરવી શકાતો નથી. આપણે ખરા છીએ એમ આપણને નિશ્ચય હોય, તો આપણું કામ એ છે કે દલીલો બતાવી સામાનો મત ફેરવવા યત્ન કરવો.

| | |
|---|---|
| દલીલ—કારણ, સબબ. | લહેર—ખુમારી. |

---

## पाठ ५३. कवि शामळभट.

કવિ શામળભટ શ્રીગોડ માળવી સામવેદી બ્રાહ્મણ હતા, અને તે અમદાવાદના વેંગણપુર નામે પરામાં રહેતા હતા. એ પરૂં હાલ ગોમતીપુરને નામે ઓળખાય છે. એમના બાપનું નામ વીરેશ્વર, માનું નામ આણંદબાઈ, અને ગુરૂનું નામ નાનાભટ હતું. રખીદાસ નામે એક માતર પરગણાનો લેઉઓ પાટીદાર હતો એને કવિતાનો શોખ હતો, અને બારોટ લોક પાસે કવિતા કરાવી તેમને આશ્રય આપતો. એને ત્યાં ગમાનજી નામે એક બારોટ

હતા. એ બારોટની પાસેથી **શામળ**ભટની કીર્તિ સાંભળી એણે કવિને પોતાને ગામ તેડાવ્યા, અને તેના ગુજરાન માટે કેટલુંક પસાયતું કરી આપી પોતાની પાસે રાખ્યા, અહીં **શામળે** પોતાના મનની ઊર્મિથી, તેમજ **રખીદાસ**ને તથા એના છોકરા **ઝવેરદાસ**ને રીઝવવા માટે ઘણા ગ્રંથો રચ્યા. **શામળ**ના ગ્રંથોમાં સિંહાસન બત્રીસી, સુડાબહોતેરી, વેતાલપચીસી, રાવણમંદોદરીસંવાદ, મદનમોહના, બરાસકસ્તૂરી, ઉદ્યમકર્મસંવાદ વગેરે ગ્રંથો પ્રસિદ્ધ છે. આ **રખીદાસ**ને કવિએ **ભોજ** સમોવડ ભૂપ કહ્યો છે એ ખોટું નથી, કારણ કે એવા વખતમાં એક પાટીદાર આટલું કવિતાને ઉત્તેજન આપે એ થોડું ન ગણાય. **શામળ**ભટ થોડું ઘણું ફારસી, ઉર્દુ તથા સંસ્કૃત જાણતા, તે એમનાં કાવ્યો જોતાં જણાય છે. પણ એ **પ્રેમાનંદ** જેવા વિદ્વાન ન હતા. તેમ **પ્રેમાનંદે** જેવા મોટા વિષયો લઈને કવિતા કરી છે, તેવા વિષયો ઉપર **શામળ**ભટે કરી નથી. **શામળ**ભટ તો કહે છે કે—

સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક;
સાદામાં શિક્ષા કથે, તેજ કવિજન એક.

એમણે વિષયો લીધા છે, તે પણ સાધારણ લોકનાં મન રંજન થાય તેવા. **શામળ**ને નરનારીની ચાતુરીનાં વર્ણન આપવાં બહુ ગમે છે, અને એ વર્ણનમાં એવો વાર્તારસ મૂકે છે, કે એક વખત વાત વાંચવી શરૂ કરી, તો પછી તે પુરી કર્યા સિવાય ચેનજ ન પડે. વળી, ચાતુરીના દાખલા તરીકે એમની વાર્તાઓમાં કેટલીક વાર સમશ્યાઓ આવે છે, અને એથી તે કાળના લોકનાં મન બહુ પ્રસન્ન થતાં હશે એમ જણાય છે. ચાતુરી ઉપરાંત શૂરવીરપણું, પરાક્રમ, પરદુઃખભંજન, એ ગુણો પણ **શામળ**ભટને બહુ પ્રિય છે. લોકને બરાબર જોવા, અને એમની અનીતિ, મૂર્ખાઈ વગેરે ખામીઓ કવિતા મારફતે દેખાડી આપવી, એ **શામળ**ભટની ખાસ ખુબી છે. એમણે નીતિવચનના છપ્પા બનાવ્યા છે, એ એટલા તો પ્રસિદ્ધ છે કે

છપ્પા તો **શામળ**નાજ એમ સૌ કોઈ જાણે છે. આ છપ્પા વખણાવાનું કારણ એ છે કે એમાં થોડા શબ્દોમાં બહુ બોધ સમાવેલો હોય છે, અને શબ્દો એવા સારી રીતે ગોઠવ્યા હોય છે કે તરતજ મોંએ રહી જાય. **શામળ**ભટનો સ્વભાવ મમતાળુ હશે એમ લાગે છે, કારણકે એમણે ઘણીએક કવિતાને છેડે પોતાનાં સગાં અને સ્નેહીઓનાં નામ નોંધ્યાં છે. ધર્મની બાબતમાં એ ઉદાર હતા, પણ ધર્મમાં અનીતિ સાંખતા નહિ.

---

ઊર્મિ—એકાએક જે ઇચ્છા થઈ આવે તે.

પસાયતું—ઇનામમાં આપેલી જમીન.

રંજન—ખૂશ.

---

## पाठ ९४. निर्दोष पंखीडां.

### मंदाक्रांता.

ते पंखीनी उपर पथरो फेंकतां फेंकी दीधो !
छूट्यो ते ने अररर ! पडी फाळ हैया महीं तो !
रे रे ! लाग्यो दॅील पर अने श्वास रुंधाई जातां,
नीचे आव्युं तरु उपरथी पांख ढीली थतामां. १.

में पाळ्युं ते तरफडी मरे हस्त माराजथी आ,
पाणी छांट्युं दॅील धडकते तोय ऊडी शक्युं ना;
क्यांथी ऊठे ? जखम दॅीलनो क्रूर हस्ते करेलो,
क्यांथी ऊठे ? हृदय कुमळुं छेक तेनुं अहो हो ! २.

आहा ! जो जो कळ उतरी ने आंख तो उघडी ए,
मृत्यु थाशे जीव उगरशे कोण जाणी शके ए ?

जीव्युं आहा! मधुर गमतां गीत गावा फरीने,
आ वाडीनां मधुर फळने चाखवाने फरीने. ३.
रे पंखीडां! सुखथी चणजो गीत वा कांई गाजो,
शाने आवा मुजथीं डरीने खेल छोडी ऊडो छो;
पासे जेवी चरती हती आ गाय तेवोज हुं छुं,
ना ना को दी तम शरीरने कांई हानि करूं हुं. ४.
ना पाडी छे तम तरफ कैं फेंकवा माळीने में,
खुल्लुं मारुं उपवन सदा पंखीडां सर्वने छे;
रे रे! तो ए कुदरती मळी टेव बीवा जनोथी,
छो बीतां तो मुजथी पण सौ क्षेम तेमांज मानी. ५.
जो ऊडो तो जरूर डर छे क्रूर को हस्तनो हा!
पाणो फेंके तम तरफ रे! खेल ए तो जनोना!
दुःखी छुं के कुदरततणा साम्यनुं भान भूली,
रे रे! सत्ता तम पर जनो भोगवे क्रूर आवी. ६.

**कलापी.**

ક્ષેમ—કલ્યાણ. | સામ્ય—સરખાપણું.

## पाठ ५५. चार मूर्ख पंडितोनी वार्ता.

એક ગામમાં ચાર બ્રાહ્મણ રહેતા હતા, તેઓએ વિચાર કર્યો કે **કાશી** જઈને ભણી આવીએ તો લોકમાં પ્રતિષ્ઠા વધે. ચારે જણા **કાશી**એ ગયા, અને ત્યાં એક મહા વિદ્વાન પંડિતને ઘેર ભણવા જવા માંડ્યું. ભણવામાં બીજા શિષ્યો કરતાં પાછળ પડવા લાગ્યા, એટલે એમણે વિચાર કર્યો કે ગુરૂ પુસ્તક કરતાં શું વધારે શીખવવાના હતા? માટે એમનાં સર્વ પુસ્તકો ઉતારી લેવાં **અને** એનો **અક્ષરે અક્ષર** ગોખી કાઢવો. એ પ્રમાણે એમણે વિદ્યાભ્યાસ ચલાવ્યો, **અને** બાર વર્ષ **સુધી** એકે એક **અક્ષર** એકસો **આઠ આઠ** વાર ગોખ્યો.

બાર વર્ષ પુરાં થયે પોતાને ગામ આવવા નીકળ્યા. ચાલતાં ચાલતાં બે રસ્તા આવ્યા. ત્યાં એમને પ્રશ્ન થઈ પડ્યો કે કયે રસ્તે જવું? ગોખેલું સંભારી જોતાં એક શ્લોક યાદ આવ્યો, કે મહાજન ચાલતા હોય એ રસ્તે ચાલવું. એટલામાં એવું બન્યું કે એજ રસ્તે થઈને નગરશેઠનું મુડદું જતું હતું, અને પાછળ લોકનું મોટું ટોળું ચાલતું હતું. મહાજન ચાલતા હોય તે રસ્તે ચાલવું, માટે કોઈને પણ ગામનો રસ્તો ન પૂછતાં ડાઘુ સાથે ચાલવા માંડ્યું. સર્વે સ્મશાને પહોંચ્યા. ત્યાં એક ગધેડો ઉભો હતો. સુખદુઃખમાં, દુકાળમાં, લડાઈમાં, રાજદ્વારમાં અને સ્મશાનમાં જે સાથે ઉભો રહે, એને ભાંડુ જાણવો એમ શાસ્ત્રમાં કહેલું છે, તેથી આ ગધેડો તે આપણો ભાંડુ થાય, એમ વિચારી તરત ચારે જણા ગધેડાને ભેટી પડ્યા. એટલામાં પાસે થઈને એક ઊંટ ઉતાવળું જતું હતું, એને જોઈને તેઓને સૂઝ્યું આવ્યું, કે શાસ્ત્રમાં ધર્મની ગતિ ઉતાવળી કહી છે અને ધર્મની દૃષ્ટિ પણ ઉંચી બતાવી છે, માટે આનેજ ધર્મ કહેતા હશે. વહાલી વસ્તુ ધર્મની પાછળ રાખવી એમ શાસ્ત્રની આજ્ઞા છે, એવો વિચાર કરી તેઓએ ગધેડાને ઊંટને પુછડે બાંધ્યું. બંને જનાવરોએ કૂદવા માંડ્યું, અને ગધેડાએ તો ભૂંકવાનું પણ શરૂ કરી દીધું. એ સાંભળી કુંભાર દોડી આવ્યો, અને ચારે મહારાજોને ખૂબ અડાવ્યા. એમાંના એક જરા તીખા હતા એ બોલી ઉઠ્યા. રે મૂર્ખ ! શાસ્ત્ર જાણે નહિ અને અમારી સાથે સંભાષણ કરે છે? બોલાવ તારા ગામના પંડિતોને, અમે વિવાદ કરવા તૈયાર છીએ. કુંભારે જોયું કે મહારાજ મૂર્ખા છે, તેથી કંઈજ જવાબ વાળ્યો નહિ.

પાસે નદી હતી, અને સામે કાંઠે એક ગામ હતું. નદી ઉતરવા જતાં એક મહારાજ લપસ્યા અને તણાયા. પાંચ સાત ઘુંટડા પાણી પણ પી ગયા. એટલામાં પાસે છાછરા પાણીમાં બીજા મહારાજ ઉભા હતા તેમના હાથમાં એમની ચોટલી આવી. પણ મહારાજે વિચાર કર્યો કે ચોટલી તાણવી એ સત્પુરૂષનું લક્ષણ નહિ.

ભલે તણાયા જાય. પણ એટલામાં વળી એક શ્લોક સાંભર્યો કે બધું નાશ પામવાનો સંભવ હોય, ત્યાં જો અર્ધું જવા દેવાથી બાકીનું બચતું હોય તો તે બચાવવું. ચોટલી તો ચોટલી! લાવ કાપી લઉં. એમ વિચાર કરી મહારાજ કાંઠે મૂકેલી ગાંસડીમાંથી છરી લઈ આવવા દોડ્યા. પેલા ડૂબતા મહારાજ આગળ તણાયા. એટલામાં પેલા કુંભારે એમને જોયા, અને કાંઠેથી પડતું નાખી એમને ખેંચી કાઢ્યા. કુંભારને દયા આવી, તેથી ચાલો મહારાજ તમને ગામ ભેગા કરૂં, એમ કહી ચારેને ગામમાં લઈ ગયો.

ગામમાં જઈ મહારાજોએ પોતે કાશીમાં કેવાં કેવાં કષ્ટ વેઠી વિદ્યા મેળવી હતી તેની વાતો કરી. ગામના લોકને થયું, કે આપણે ત્યાં આવા વિદ્વાનનાં પગલાં ક્યાંથી! પટેલને ઘેર મહારાજોને જમવાનું કર્યું. ચારે વિદ્વાનો જમવા બેઠા. ત્યાં સુતરફેણી જોઈ વિચાર થઈ પડ્યો; કેમકે શાસ્ત્રમાં દીર્ઘસૂત્રીની નિંદા કરેલી છે. જલેબી તરફ નજર ગઈ, પણ આની સળીઓ વાંકવાળી છે, માટે સીધા માણસે એનો સંગ ન કરવો. વડાં દીઠાં, પરંતુ એ પણ કામનાં નહિ; કારણ કે છિદ્ર હોય ત્યાં બહુ દુઃખ આવી પડે. એ રીતે બધું જમણ પડતું મૂકી મહારાજો આચમન લઈ ઉભા થયા. ગામ સમજ્યું કે મહારાજ ભણ્યા છે, પણ ગણ્યા નથી. ખીચડી આપીને વિદાય કર્યા.

---

આચમન—જમણી હથેલીમાં થોડું પાણી લઈ પી જવું તે.

ડાઘુ—બાળવા જનાર; શ્મશાને જતાં માણસ.

દીર્ઘસૂત્રી—(૧) કામમાં ઢીલ કરનાર માણસ. (૨) લાંબા તાંતણાવાળી; સુતરફેણી.

પ્રતિષ્ઠા—માન આબરૂ.

મહાજન—(૧) મોટા માણસ, (૨) લોકનું ટોળું.

વાંકવાળી—(૧) ગુણમાં ખાડી; (૨) આકારમાં વાંકી.

સંભાષણ—વાતચીત.

# પાંચમી ચોપડી—ભાગ ૨.



## पाठ ५६. आर्य अने अनार्य.



અનાર્ય—ભીલ.

ઘણા જુના વખતમાં મધ્ય **એશિઆ** તરફથી દક્ષિણમાં ઉતરી આવી કેટલાક લોકો વાયવ્ય ખુણાને માર્ગે હિંદુસ્તાનમાં પેઠા. તેઓ પોતાને આર્ય કહેતા. એ વેળા હિંદમાં કેટલાક લોક વસતા હતા તેઓ આર્યથી જુદી જાતના હોઈ અનાર્ય કહેવાતા. આર્ય લોકો ગોરા, ઉંચા ને મજબુત હતા. તેઓ અગ્નિ, વાયુ, સૂર્ય વગેરેને ઈશ્વર માની પૂજતા, તથા તેમને વિષે મંત્ર બનાવી ગાતા. તેઓ પ્રથમ ઢોર પાળતા ને ખેતી વગેરે બીજા ધંધા પણ કરતા. અનાર્યની ચામડીનો

વર્ણ કાળો, નાક ચપટાં, ધર્મ મેલો અને સ્વભાવ ક્રૂર હતો. તેઓની બોલી આર્યથી ઘણીજ જુદી હતી. આર્ય લોકો એમને દસ્યુ કે દાસ કહેતા. દસ્યુઓએ પહેલાં તો આર્યોને ઘણા હેરાન કર્યા, પણ આખરે તેમને જંગલોમાં તથા ડુંગરામાં ભરાઈ જવું પડ્યું, અથવા તો આર્યોના સેવક થઈ રહેવું પડ્યું. એ અનાર્યોમાં કેટલાક મૂળવતની અને કેટલાક બહારથી આવેલા હતા. જે અનાર્યો બહારથી આવેલા હતા, તેઓમાં દ્રાવિડ અને કોલર નામની બે જાતો મુખ્ય હતી. એ બે જાતો વાયવ્ય અને ઈશાન ખુણામાંથી ઉતરી આવી હિંદના મધ્ય ભાગમાં મળી. કોલંર અને મૂળવતનીઓ જંગલી હતા, પણ દ્રાવિડો થોડા સુધરેલા હતા. કોલર નબળા નીકળ્યા તેથી તેઓનો જથો ભાંગી ગયો, પણ દ્રાવિડો આગળ વધતા ગયા. જ્યારે આર્ય લોકો દક્ષિણમાં પેઠા, ત્યારે તેમણે દ્રાવિડોને ત્યાં વસેલા જોયા. રામાયણમાં વર્ણવેલા દક્ષિણ હિંદમાં અગસ્ત્ય વગેરે ઋષિઓના આશ્રમ તે આર્યલોકની વસ્તી હતી, અને એમને હેરાન કરનારા રાક્ષસો અને રામચંદ્રજીને મદદ આપનાર વાનરો તે અનાર્ય દ્રાવિડ હતા, એમ વિદ્વાનો માને છે. વખત જતાં દક્ષિણમાં આર્ય લોકોનો કેટલોક સુધારો દ્રાવિડમાં દાખલ થયો, અને તે બે જાતો એક બીજામાં કેટલેક અંશે ભળી ગઈ. હાલ આપણા પ્રાંતમાં ભીલ, ચોધરા, નાયકડા, દુબળા વગેરે ઘણી અનાર્ય જાતો વસે છે, તે અસલના મૂળવતનીઓની ઓલાદ છે. એમાંના કેટલાક આર્યોની સાથે સંબંધમાં આવવાથી અને રજપુતોના ભળવાથી સુધર્યા છે. આપણા અને એમના મોંના ઘાટમાં કેટલોક ફેર છે. એમની ભાષામાં કેટલાક શબ્દો જુદી જાતના છે. એમની અને આપણી રહેવાની રીતમાં તેમજ ઘરસંસારની રીતમાં ઘણો તફાવત છે. તોપણ એમની ધર્મની અને લગ્નની કેટલીક રીત આપણી રીતને મળતી છે. કેટલાક ભીલો ગામ વસાવીને રહેતા નથી. તેઓ પોતપોતાના ખેતરમાં ઝુંપડી બાંધીને એમાં પડી રહે છે, અને ઝાડ કાપીને કે જેવી તેવી ખેતી કરીને ગુજરાન ચલાવે છે.

**બંગાળા** અને **ઓઢીઆ** પ્રાંતમાં હાલ કેટલેક ઠેકાણે સંતાલ, જુઆંગ તથા કાંધ નામના અનાર્ય વસે છે. સંતાલ કંઈક સુધરેલા છે, પણ જુઆંગ લોકો તો સને ૧૮૭૧ સુધી માત્ર ઝાડનાં પાંદડાં પહેરીનેજ રહેતા. કાંધ લોકોમાં મનુષ્યનું બળિદાન અપાતું તે અંગ્રેજ સરકારે બંધ કર્યું છે. **મધ્ય** પ્રાંતમાં ગોંડ અને **દક્ષિણ**માં નેર, તોડા વગેરે અનાર્ય જાતો વસે છે. નેર લોકોમાં એક સ્ત્રી એકી વખતે અનેક પુરૂષોને પરણે છે, અને વારસો છોકરાને ન જતાં છોકરીને મળે છે.

અનાર્ય લોકોના કેટલાક દેવ આર્ય ધર્મમાં પેઠા છે, તેમ આર્યના કેટલાક દેવને અનાર્યો માને છે. આર્યોના દેવ ઉજળા તથા મનુષ્ય તરફ પ્રેમ બતાવનારા, અને અનાર્યોના મેલા તથા થરથરાટ ઉપજાવનારા છે. અનાર્યો ઘણુંખરૂં ભૂત, પિશાચ, ખેતરપાળ, દેવી, કાકાબળીઆ વગેરેને પૂજે છે તથા બળિદાન આપે છે.

આટલો ભેદ છતાં અનાર્યો પણ મનુષ્ય છે, એ વાત ભૂલવી નહિ. તેઓના કેટલાક સદ્‌ગુણ આપણે લેવા જેવા છે. તેઓ ઘણે ભાગે નીમકહલાલ, સાચા, વિશ્વાસુ અને સારી પરોણાચાકરી કરનારા હોય છે. તેમનામાં ઘણાક મોટી ઉંમરે પરણેછે, એ રિવાજ વખાણવા લાયક છે.

---

## पाठ ५७. चार वर्ण अने तेओना धर्म.

મહાભારત અને ભાગવત વગેરે ગ્રંથોનાં કેટલાંક વચનો ઉપરથી સમજાય છે, કે પ્રાચીન કાળમાં આપણું જનમંડળ એકાકાર હતું. પછી કાળ જતાં એમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર વિભાગ પડ્યા. આમ વિભાગ પડે એ બનવા જોગ છે. જનમંડળ જ્યાં સુધી સાદી સ્થિતિમાં હોય, ત્યાં સુધી એક માણસ અનેક ધંધા કરી શકે, પણ જરૂરિઆતો વધી પડ્યા પછી તેમ ન થાય. ગામડામાં વાણીઆની દુકાને આટો દાળ વેચાય, પાસે કબાટમાં લુગડાંનાં ચાર થાન મૂકયાં હોય, અને એક ખાનામાં પત્થરપેન, સીસાપેન પણ

પડી હોય. પણ શહેરમાં મોદીની, વહોરાની અને કાપડીઆની દુકાનો જુદી જુદી હોય. પ્રથમ સુથાર અને લુહાર બે એકજ હોય, આગળ જતાં બેના ધંધા છુટા પડે. એજ રીતે દરેક જણે પોતપોતાને અનુકૂળ ધંધા કરવા માંડ્યા, ત્યારે તે તે ધંધાને લઈ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર વર્ણ પડ્યા. એ વર્ણો પોતપોતાના કામમાં મચ્યા રહે, અને તે સારી રીતે કરે તેટલા માટે પછીથી નિયમ કરવામાં આવ્યો, કે ભણવું અને ભણાવવું, યજન કરવું અને કરાવવું, દાન લેવું અને આપવું એ છ કર્મો બ્રાહ્મણનાં. પ્રજાનું રક્ષણ કરવું, યુદ્ધમાં લઢવું, દાન આપવું, યજન કરવું તથા ભણવું એ ધર્મ ક્ષત્રિયોનો. દાન, યજન અને ભણવા ઉપરાંત ખેતી કરવી, ઢોર પાળવાં, વેપાર કરવો, વ્યાજવટંતર કરવું, એ કામ વૈશ્યનું. બીજા વર્ણોની સેવા કરવી તથા સામાન્ય મજુરી કરવી, એ ફરજ શૂદ્રની. બ્રાહ્મણ અને ક્ષત્રિયને જેમ કેટલાક માનવંતા હકો આપવામાં આવ્યા, તેમ વેપાર કરી પુષ્કળ ધન મેળવવાનો હક વૈશ્યને અપાયો; અને શૂદ્રનું ભરણપોષણ કરવાની ફરજ બીજા વર્ણો ઉપર નાખવામાં આવી. શૂદ્રને જમાડીને જમવું, જુનાં લુગડાં શૂદ્રને આપી દેવાં, અને શૂદ્ર અપંગ થાય ત્યારે તેનું તથા તેનાં બાળબચ્ચાંનું પોષણ કરવું, એમ ઠરાવવામાં આવ્યું.

ઉપર જણાવેલી ચાર વર્ણના કામની વહેંચણી હંમેશાં પુરેપુરી પળાતી એમ સમજવાનું નથી. બ્રાહ્મણોએ શસ્ત્ર ઝાલ્યાં છે, ક્ષત્રિઓએ ધર્મોપદેશ કર્યો છે, અને બીજા વર્ણો પણ ઉપર બતાવેલાં પોતપોતાનાં કામનેજ વળગી રહ્યા નથી. છતાં ઉપર પ્રમાણે સામાન્ય કામની વહેંચણી કેટલાક કાળ સુધી ચાલી હતી એમ જણાય છે. આ વહેંચણીને લીધે ચારે વર્ણોએ પોતપોતાના કામમાં કુશળતા મેળવી એટલુંજ નહિ, પણ તે તે કામના લાંબા પરિચયને લીધે તેઓમાં જુદા જુદા સ્વભાવ તથા ગુણ પણ ઘડાયા. મનની શાંતિ, ઈંદ્રિયો ઉપર કબજો,

શરીરની અને અંતઃકરણની શુદ્ધિ, તપ, ક્ષમા, આસ્તિકપણું, સીધાપણું, સત્યનું જ્ઞાન, એ બ્રાહ્મણનાં લક્ષણ; અને શૌર્ય, તેજ, ધીરજ, ઉદારતા, રણમાં અને રાજ્યમાં સ્થિરપણું, ડહાપણ અને બીજાને નિયમમાં રાખવાની શક્તિ, એ ક્ષત્રિયનાં લક્ષણ ઠર્યાં. તેજ પ્રમાણે વૈશ્ય અને શૂદ્રના પણ કેટલાક ખાસ ગુણો બંધાયા. પણ જતે દહાડે આ વર્ણવ્યવસ્થામાં બગાડ દાખલ થયો. બીજા વર્ણોથી દબાએલા શૂદ્રો પશુ જેવા થઈ ગયા. વૈશ્યો લોભી અને શસ્ત્રથી બીતા થયા. ક્ષત્રિયો લૂટફાટીઆ અને માંહોમાંહે લડતા થયા; અને બ્રાહ્મણો દરિદ્રી તથા મિથ્યાભિમાની થયા.

એટલું યાદ રાખવામાં આવે કે સર્વ વર્ણો મનુષ્ય છે, માત્ર સગવડ ખાતરજ કામની વહેંચણી છે, કોઈ ઉંચું નથી અને કોઈ નીચું નથી, સર્વ એકજ જનમંડળનાં અંગો છે, તો સઘળા સારી રીતે કામ કરી શકે. વળી એ પણ ભૂલવું ન જોઈએ કે ધંધાની સાથે ગુણ પણ વર્ણભેદનું કારણ છે.મહાભારતમાં યુધિષ્ઠિર નહુષને કહે છે, કે સત્ય, દાન, ક્ષમા, શીળ, અહિંસા, તપ, દયા, એ જેનામાં હોય એનેજ બ્રાહ્મણ જાણવો, અને એ જેનામાં ન હોય તેને શૂદ્ર કહેવો.

આસ્તિકપણું—ઇશ્વરને માનવું તે.
નહુષ—એ નામનો રાજા. એના અભિમાનને લીધે એ અજગર થએલો.
પરિચય—ઓળખાણ.
યજન—પૂજન; હોમ.
શીળ—સદાચરણ.

## पाठ ५८. चार आश्रमो.

માણસની જીંદગી એ પ્રભુની અમૂલ્ય બક્ષીસ છે, એનો સારામાં સારો ઉપયોગ કરવા માટે કોઈક પણ પદ્ધતિ બાંધવાની જરૂર છે. આવા હેતુથી બ્રાહ્મણશાસ્ત્રકારોએ ચાર આશ્રમો રચ્યા છે. તેનાં નામઃ—( ૧ ) બ્રહ્મચર્યાશ્રમ, ( ૨ ) ગૃહસ્થાશ્રમ, ( ૩ ) વાનપ્રસ્થાશ્રમ, અને ( ૪ ) સંન્યાસાશ્રમ.

જનોઈથી માંડી વિદ્યા પુરી કરતાં સુધીનો કાળ તે બ્રહ્મચર્યાશ્રમ. આ આશ્રમમાં ભવિષ્યની બધી જીંદગીનો પાયો નાખવામાં

ઋષિનો આશ્રમ.

આવે છે. જનોઈ પહેરી સૂર્યનો મંત્ર લઈ વિદ્યાર્થી ગુરૂને ઘેર રહે છે; ભિક્ષા માગીને ગુજરાન ચલાવે છે; ગુરૂની સેવા કરે છે; અને વિદ્યા ભણે છે. **મનુ** કહે છે કે શિષ્યે ગુરૂ ફરજ પાડે ત્યારેજ ભણવા બેસવું એમ નહિ, પણ પોતાની મેળે ઉત્સાહથી અને ઉમંગથી ભણવું. શરીર, વાણી, મન, બુદ્ધિ અને ઇંદ્રિય સર્વ નિયમમાં રાખવાં, અને ગુરૂની આજ્ઞા ઉઠાવવા હંમેશાં તત્પર રહેવું. એમના બેઠા વિના બેસવું નહિ, એમના દેખતાં સૂવું નહિ. ગુરૂની કે બીજા કોઈની પણ નિંદા કરવી નહિ, તથા સઘળી વાતે શુદ્ધ રહેવું. બ્રહ્મચારીએ પાળવાના નિયમો સખત હોય છે. એનું કારણ એવું છે કે નાન-

પણથી મોટાને માન આપવાની ટેવ પડે, મન અને ઇંદ્રિયો વશ રાખતાં આવડે અને શરીર કસાય, તો મોટપણમાં તોછડાઈ, અભિમાન અને મન તથા શરીરની નબળાઈ વગેરે દોષો ઉત્પન્ન થવા ન પામે.

વિદ્યા પુરી કરીને ગુરૂની આજ્ઞા લઈ ઘેર આવવું, અને પછી યોગ્ય કન્યા પરણી ગૃહસ્થ થવું. બ્રહ્મચર્યાશ્રમમાં મેળવેલી કેળવણીને ઉપયોગમાં લેવાનો કાળ હવે શરૂ થાય છે. આ કાળમાં દરેક વર્ણે પોતપોતાના ધર્મો પાળવા, અને સદાચારમાં રહી સંસારનું પૂર્ણ સુખ ભોગવવું. આખો ગૃહસ્થાશ્રમ સ્ત્રી ઉપર રચાયો છે, માટે સ્ત્રી તરફ ઉત્તમ ભાવ રાખવો. **મનુ** કહે છે કે જે ઘરમાં સ્ત્રીપુરૂષ એક બીજાથી હંમેશાં રાજી હોય છે, ત્યાંજ કલ્યાણ રહે છે. જ્યાં સ્ત્રી રાજી ત્યાં સર્વ રાજી. વળી આખા કુટુંબમાં તેમજ સગાંવહાલાં સાથે સંપ રાખવો. જે કંઈ કમાવું તેમાંથી ઈશ્વર અર્થે કેટલુંક ખર્ચ કરવું. અતિથિને આવકાર દેવો, તથા યોગ્ય માણસ જોઈ મળે તે પ્રમાણે દાન કરવું. ગૃહસ્થાશ્રમમાં જેવો પરોપકાર થાય છે, તેવો બીજા એકે આશ્રમમાં થતો નથી. વળી બીજા બધા આશ્રમો ગૃહસ્થાશ્રમને આધારે રહેલા છે, માટે ગૃહસ્થાશ્રમને સર્વ આશ્રમોમાં શ્રેષ્ઠ કહ્યો છે.

માથે પળીઆં આવે અને છોકરાને ઘેર છોકરૂં થાય એટલે ગૃહસ્થે વનવાસ કરવો. મતલબ કે જીંદગીનો ત્રીજો ભાગ વાનપ્રસ્થ આશ્રમ માટે છે. સ્ત્રીને સાથે આવવા ઇચ્છા હોય તો સાથે લેવી, નહિ તો એને પુત્રને સોંપી વનમાં જવું. શરીરે વલ્કલ ધારણ કરવાં, ફળમૂળાદિ ખાઈને નિર્વાહ કરવો, અને ઘેર અતિથિ આવે તો તેને પણ એમાંથી આપવું. દાન આપવું પણ લેવું નહિ. પરમાત્મા સંબંધી અભ્યાસમાં મચ્યા રહેવું, ઇંદ્રિયોને વશ કરવી, અને સર્વ ભૂત માત્ર ઉપર દયા તથા પ્રેમ રાખવો. અસલ મોટા મોટા સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓ પણ ઘડપણમાં કુંવરને ગાદીએ બેસાડી પોતે પત્ની સહિત વાનપ્રસ્થ થતા.

ચોથો આશ્રમ સંન્યાસાશ્રમ છે. એમાં સઘળી વસ્તુનો ત્યાગ કરી ભિક્ષા ઉપર નિર્વાહ કરવાની આજ્ઞા છે. આ આશ્રમમાં શિખા તથા

જનોઈ કાઢી નાખવામાં આવે છે, અને માત્ર શરૂઆતમાં દંડ રાખવાનો રિવાજ છે. સંન્યાસીએ ક્રોધ પામેલા સામે ક્રોધ ન કરવો અને ગાળ દે તેને ઉલટું કુશળ પૂછવું. વળી એક ઠેકાણે બેસી ન રહેતાં સર્વ ભૂતના કલ્યાણ અર્થે જગતમાં ફરવું, તથા પરમાત્મામાં ચિત્ત પરોવવું.

આ પ્રમાણે ચાર આશ્રમોની વ્યવસ્થા છે. એને ભારતના રચનારે ચાર પગથીઆંની નીસરણી કહી છે તે વાજબી છે.

---

| | |
|---|---|
| નિર્વાહ—ગુજરાન. | શિખા—ચોટલી. |
| પદ્ધતિ—નિયમ; વ્યવસ્થા. | સર્વ ભૂત માત્ર—સઘળાંજ પ્રાણી, પદાર્થ. |
| વલ્કલ—છાલનાં લુગડાં. | |

---

## पाठ ५९. गौतमबुद्ध अने एनो उपदेश.



ગૌતમબુદ્ધ.

જગત આજ જેને બુદ્ધ એટલે જાગેલા, જ્ઞાન પામેલા એવા નામથી ઓળખે છે, એ મહાપુરૂષ ઈ. સ. પૂર્વે પાંચસેંક વર્ષ ઉપર કાશીની ઉત્તર તરફ ગંગા અને હિમાલયની વચ્ચેના પ્રદેશમાં કપિલવસ્તુ નામે નગરમાં ત્યાંના રાજાને ઘેર જનમ્યો હતો. નાનપણથીજ એનામાં અસાધારણ વિચારશક્તિ હતી. એ દુનીઆદારીનું સ્વાર્થી સુખ ભોગવવાને જનમ્યો ન હતો. લોકનાં ઘડપણ, મંદવાડ અને મરણ જોઈ એને દયા આવતી, અને એને ખાતરી થઈ ગઈ કે સંસાર દુઃખથી ભરેલો છે અને

ક્ષણભંગુર છે. આ વિચારે એના મન ઉપર એટલી બધી અસર કરી, કે એક મધરાતે આ રાજકુંવર ઊઠ્યો, અને સંસાર છોડી જ્ઞાનની શોધમાં એકદમ નીકળી પડવાને તૈયાર થયો. પાસે એની સ્ત્રી **યશોધરા** અને બાળક પુત્ર **રાહુલ** સૂતાં હતાં. **યશોધરાને** જગાડવી? જગાડીને શું? **યશોધરા** જગતના સુખમાં ડૂબેલી, એ સંસારત્યાગનો અર્થ શી રીતે સમજી શકશે? જતાં જતાં **રાહુલને** તેડવાનું મન થયું, પણ એના માથા ઉપર **યશોધરાનો** હાથ પડ્યો હતો, અને એ ખસેડવા જતાં **યશોધરા** જાગી ઊઠે. તેથી આખરે હૃદયની બધી વૃત્તિઓ દબાવી રાજકુંવર મહેલ છોડી ચાલ્યો ગયો.

પ્રથમ એણે દેહકષ્ટ કર્યું, તથા વિદ્વાનોના વાદવિવાદ સાંભળ્યા. પણ એકે રીતે એને સંતોષ ન થયો. છેવટે એ માર્ગોથી કંટાળી એક પીપળાના ઝાડ નીચે ઉંડો વિચાર કરતો બેઠો, અને ત્યાં એને જગતના દુ:ખનું કારણ તથા એ દુ:ખનો ઉપાય નજરે પડ્યાં. એને નિશ્ચય થયો કે વિષયની ઇચ્છા એજ સર્વ દુ:ખનું કારણ છે; માટે એ ઇચ્છા મટે તો નિર્વાણ એટલે શાંતિ મળે. એને જણાયું કે આ શાંતિ જેમ દુનીઆની મોજમજાથી મળતી નથી, તેમ દેહકષ્ટ-થકી પણ મળતી નથી. મધ્યમ માર્ગજ ખરો માર્ગ છે. જગત ક્યાંથી ઉત્પન્ન થયું અને કોણે ઉત્પન્ન કર્યું? ઈત્યાદિ બાબતનો વાદવિવાદ કરવાને બદલે સદાચારે ચાલવું એજ ખરૂં જરૂરનું છે.

**ગૌતમબુદ્ધ** જગતને ઉપદેશ કરવાને ફરતા હતા, તેવામાં એક સ્ત્રી પોતાનું મુએલું બાળક હાથમાં લઈને એમની પાસે આવી અને બોલી, ભગવાન, આ મારા બાળકને જીવતું કરો. **ગૌતમબુદ્ધે** જવાબ દીધો, બાઈ, કરૂં, પણ તું જરા એક મુઠી રાઈ લઈ આવ. આજ સુધીમાં જેને ઘેર કોઈ મરી ન ગયું હોય તેવાને ઘેરથી લાવજે. પેલી બાઈ ઘેર ઘેર ભટકીને **બુદ્ધ** પાસે પાછી આવી, અને કહ્યું, ભગ-વાન, મને રાઈ ન મળી. એક પણ ઘર એવું નથી કે જ્યાં આજ

સુધીમાં કોઈ ને કોઈ મરી ગયું ન હોય. પછી બુદ્ધે એ બાઇને જ્ઞાનનો ઉપદેશ કર્યો.

એક દિવસ એક માણસ દિશાઓને નમસ્કાર કરતો હતો. એને બુદ્ધે પૂછ્યું, ભાઈ, આ શું કરો છો? એણે જવાબ દીધો, મારા બાપે જે પ્રમાણે કરવાનું કહ્યું છે તે પ્રમાણે કરૂં છું. બુદ્ધે જોયું કે આ માણસ ગાડરીઆ પ્રવાહમાં ચાલ્યો જાય છે અને એને ખરૂં જ્ઞાન નથી, તેથી એમણે એને બોધ કર્યો કે તારાં માતાપિતા એ તારી પૂર્વ દિશા; ગુરૂ તે દક્ષિણ; બૈરાંછોકરાં તે પશ્ચિમ; મિત્રો ને સગાં-વહાલાં તે ઉત્તર; ધર્માચાર્યો તે ઉપર અને ચાકર નોકરો તે નીચે એમ દિશાઓ સમજ. એમ કહી એને માબાપ, છોકરાં, ગુરૂ, શિષ્ય ઇત્યાદિની પરસ્પર ફરજો શી શી છે એ બતાવ્યું.

બુદ્ધે મનુષ્ય માત્રને નીચેનાં પંચશીળ પાળવાનો ઉપદેશ કર્યો. ( ૧ ) કોઈ પણ તરેહની હિંસા કરવી કે કરાવવી નહિ. ( ૨ ) કોઈ પણ વસ્તુ ચોરવી કે ચોરાવવી નહિ. ( ૩ ) પરસ્ત્રીનો સંગ ન કરવો. ( ૪ ) કોઈ પણ પ્રકારે અસત્ય બોલવું નહિ અને ( ૫ ) માદક પદાર્થોથી દૂર રહેવું. વળી તેણે ભિક્ષુઓને માટે કેટલાક ખાસ નિયમો કર્યા હતા.

---

ગાડરીઆ પ્રવાહ—ગાડર એટલે ઘેટાંની માફક એકે કર્યું તેમ બીજાએ કરવું એવી જે રીત તે.
દેહકષ્ટ—કાયાને દમવી તે.
પંચશીળ—સદાચારના પાંચ નિયમ.
માદક—કેફી.
ક્ષણભંગુર—જેનો પળવારમાં નાશ થઈ જાય એવો.

# पाठ ६०. आदिनाथ.



શેત્રુંજા ઉપરનું આદિનાથનું દહેરૂં.

**નાભિ** અને **મરૂદેવી**ના પુત્ર **ઋષભદેવજી** **જૈન**ધર્મના આદિ તીર્થંકર છે, અને તે **આદિનાથ** અને **આદીશ્વર** ભગવાનને નામે પ્રસિદ્ધ છે. ચોવીસમા તીર્થંકર **મહાવીર** સ્વામી ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં થયા, તે પહેલાં ઘણાં વર્ષ અગાઉ **ઋષભદેવજી** થઈ ગયા કહેવાય છે. એમનું ચરિત્ર પ્રસિદ્ધ **જૈન** વિદ્વાન **હેમચંદ્રે** લખ્યું છે. એ ચરિત્ર ઉપરથી **ઋષભદેવજી**એ રાજા અને ધર્મોપદેશક તરીકે લોક ઉપર કેવો ઉપકાર કર્યો છે, તે જણાય છે. એમણે જંગલી લોકના લગ્ન સંબંધી રિવાજમાં સુધારો કર્યો. એ લોકને જુદી જુદી કળાઓ શીખવી. તેઓમાં રાજ્યવ્યવસ્થા દાખલ કરી અને આત્માના કલ્યાણનો ઉત્તમ બોધ બધે ફેલાવ્યો. કહે છે કે અસલના જંગલી લોકોમાં માંહોમાંહે ભાઈબેન પરણતાં, તે રિવાજ પ્રથમ **ઋષભદે**-**વજી**એ બદલ્યો. પોતે **સુમંગલા** અને **સુનંદા** નામે બે પર કુટુંબની કન્યાઓને પરણ્યા, અને ત્યારથી લોકમાં પારકાએ આપેલી કન્યા

પરણવાનો રિવાજ દાખલ થયો. લોકો જંગલી દશામાં એક બીજા સાથે લડતા તેમને એમણે લડતા અટકાવ્યા, તથા વિનીત એટલે નિયમમાં રહેનારા કર્યા. એથી એમણે વસાવેલી નવી નગરીનું નામ **વિ**નીતા અથવા **અ**યોધ્યા પડ્યું. એમણે હાથી, ઘોડા, રથ, તથા પાયદળની ચતુરંગ સેના રચી. મંત્રીઓ અને સેનાપતિઓ નીમ્યા, તથા ચોરી વગેરે ગુના અટકાવવા માટે રક્ષકો સ્થાપ્યા. ગાય, બળદ, ઊંટ, ભેંસ, પાડા અને ખચ્ચરનો ઉપયોગ પણ એમણે દાખલ કર્યો.

તે વખતના લોકને રાંધતાં આવડતું ન હતું. તેઓ ઘઉં ચણાને મળતી કેટલીક વગડાઉ વનસ્પતિ તથા બીજાં એની મેળે થતાં કંદમૂળ ખાઈને જીવતા. પણ કાચું ધાન્ય એમનાથી જીરવી શકાતું નહિ, તેથી તેને ચોળી ફોતરાં કાઢી નાખીને ખાવાનું બતાવ્યું. પણ કઠણ કંદમૂળ એ રીતે પચાવી શકાતાં નહિ, તેથી એને માટે હાથથી ઘસી પાણીમાં પલાળીને ખાવાની યુક્તિ બતાવી. પણ એટલાથી બરાબર કામ ન ચાલ્યું, ત્યારે મુઠીમાં કે બગલમાં રાખીને શરીરની ગરમીનો બાફ લગાડીને ખાવાની સૂચના કરી. તેવામાં એક વખત વૃક્ષની શાખાઓ એક બીજા સાથે ઘસાવાથી એમાંથી અગ્નિ ઊઠ્યો. એને પ્રથમ તે જંગલી લોકો પકડવા ગયા. એથી દાઝ્યા અને ભયભીત થઈ રાજા પાસે આવી કહેવા લાગ્યા, કે વનમાં કોઈ નવીન ભૂત ઉત્પન્ન થયું છે. રાજાએ એમને ધીરજ આપી અને કહ્યું, કે જાઓ, એની આસપાસનું ઘાસ દૂર કરો, અને પછી એની અંદર કંદમૂળ નાખજો. તેઓએ તેમ કર્યું, પણ કંદમૂળ બળી જવા માંડ્યાં. ત્યારે રાજાએ એક માટીનો ગોળો મંગાવ્યો. અને પોતે જે હાથી ઉપર બેઠા હતા, એના કુંભસ્થળ ઉપર મૂકીને એનું વાસણ બનાવ્યું, અને એમાં લોકને રાંધતાં શીખવ્યું.

**ઋ**ષભદેવજીએ સર્વ કારીગરોમાં પ્રથમ કુંભાર કર્યા. પછી લોકનાં ઘર બાંધવા માટે સુથાર તૈયાર કર્યા, તથા ઘર **ચીતરવાને**

ચિતારા, લુગડાં વણવા માટે વણકરો, અને હજામત માટે હજામો બનાવ્યા. ખેતી, વેપાર વગેરે ઉદ્યોગ ઉત્પન્ન કર્યા. રાજ્યવહીવટની તથા ઈનસાફની પદ્ધતિઓ રચી. લિપિ, ગણિત, વૈદક, ધનુર્વિદ્યા વગેરે શાસ્ત્રો બનાવ્યાં. લોકને માબાપ, ભાઈબેન વગેરેના સંબંધ સમજતા કર્યા.

એક વખતે વસંતઋતુમાં લોક અનેક તરેહના વિલાસ ભોગવી રહ્યા છે, એ જોઈ **ઋ**ષભદેવજીને વિચાર થઈ આવ્યો કે દુનીઆના વિષયમાં ડૂબેલા મનુષ્યોને ધિક્કાર છે! તેઓ પોતાના આત્માનું ખરૂં હિત સમજતા નથી. પછી તેમણે પોતાના પુત્ર **ભ**રતને બોલાવીને કહ્યું, કે હે પુત્ર, તું આ રાજ્ય ગ્રહણ કર, અમે તો હવે જગતને બોધ દેવાને નીકળી પડીશું. એમ કહી **ભ**રતને ગાદી સોંપી પોતે ઘણા આર્ય અનાર્ય દેશોમાં યતિ થઇને ફરવા માંડ્યું. એમણે જ્ઞાનનો, અહિંસાનો, સત્યનો, બ્રહ્મચર્યનો તથા ચોરી ન કરવાનો ઉત્તમ બોધ લોકમાં ફેલાવ્યો. વળી સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ, એ રીતે ચાર અંગનો ધર્મસંઘ સ્થાપ્યો. એમાં પ્રથમ એમનાં પોતાનાં છોકરાં દાખલ થયાં, અને પછી બહારનાં માણસો પણ ભળવા લાગ્યાં.

આ પ્રમાણે એક ઉત્તમ રાજા અને ધર્મોપદેશક તરીકે લોકનું કલ્યાણ કરી **ઋ**ષભદેવજી નિર્વાણ પામ્યા.

---

આદિ—પહેલા.
કુંભસ્થળ—હાથીના માથાનો ઉપલો ભાગ;
ચતુરંગ—ચાર અંગ એટલે વિભાગવાળી.
ધનુર્વિદ્યા—બાણ મારવાની વિદ્યા.
ધર્મસંઘ—ધર્મમંડળ.
ધર્મોપદેશક—ધર્મનો બોધ કરનાર.
હેમચંદ્ર—સિદ્ધરાજ અને કુમારપાળના વખતના એક પંડિત. તે મૂળ ધંધુકાના વાણીઆ હતા.

---

## पाठ ६१. मगधराज्यनी चढती पडती.

હિંદુસ્તાનમાં પૂર્વે ઘણાં રાજ્યો થઈ ગયાં છે, પણ **મ**ગધ જેવું વિસ્તાર પામેલું રાજ્ય બીજું જાણવામાં નથી. શિલાલેખો, પરદેશી મુસાફરોની નોંધો, પુરાણો તથા બૌદ્ધધર્મના ગ્રંથો, એ સાધનની મદદથી આ રાજ્યનો કેટલોક ઇતિહાસ જાણી શકાયો છે.

**મ**ગધમાં ઘણા પ્રાચીનકાળમાં **બૃ**હદ્રથ રાજાના વંશમાં **જ**રાસંધ નામે એક જબરો રાજા થઈ ગયો. એ જુલમી હતો અને એણે ઘણા રાજાઓને પોતાના **ગિ**રિવ્રજ નામના કિલ્લામાં પૂર્યા હતા, તેમને **કૃ**ષ્ણે છોડાવ્યા હતા એમ પુરાણોમાં કહેલું છે. **બૃ**હદ્રથના વંશ પછી **પ્ર**દ્યોત વંશ અને ત્યાર પછી **શિ**શુનાગ વંશ ગાદીએ આવ્યો. એ વંશમાં **બિં**બિસાર અને **અ**જાતશત્રુ એ બે રાજાઓ પ્રખ્યાત છે. **બિં**બિસારે મગધનું રાજ્ય વિસ્તાર્યું અને એના વખતમાં **ગૌ**તમબુદ્ધે ભેખ લીધો. એનો પુત્ર **અ**જાતશત્રુ જબરો પણ અધર્મી રાજા હતો, અને આ દુનીઆના સુખ સિવાય બીજું સમજતો નહિ એમ કહેવાય છે.

આ સમયના લોકો શો શો ઉદ્યોગ કરતા એ વિષે કેટલીક માહીતી મળી શકી છે. સુથારો મકાન બાંધતા તથા પૈડાં, ગાડીઓ અને વહાણો બનાવતા. લુહારો હળ, પાવડા, કરવત, ચપ્પુ, સોય વગેરે સામાન બનાવતા, અને સોનીઓ સોનાનું ઘણું ઝીણું અને સુંદર કામ કરી શકતા. સલાટો પત્થરની કુંભીઓ, પગથીઆં, કોતરેલા થાંભલા અને પેટીઓ બનાવતા. વણકર લોકો શેતરંજીઓ, રેશમી કાપડ, કામળીઓ તથા ઝીણી મલમલ વણતા. આ ઉપરાંત ચામડાનાં ચંપલ તથા ભરતકામ વાળી બીજી ચીજો બનતી. હાથીદાંતનું કામ સારૂં થતું અને જડીઆ, ચિતારા વગેરેનું કામ પણ ચાલતું. ઉપર કહેલો ઘણો ખરો માલ નદી તથા સમુદ્રવાટે પરદેશ જતો.

આગળ જતાં **મ**ગધની ગાદી પર **નં**દ વંશના રાજાઓ થયા. તેઓના વખતમાં રાજધાની **પા**ટલિપુત્ર નગરમાં હતી. એ વંશના **ધ**નનંદ યા **મ**હાપદ્મનંદ રાજાની પાસે અખટ લક્ષ્મી હતી. **સી**કંદર હિંદુસ્તાનમાં આવ્યો, તે વખતે **નં**દના ભારે સૈન્યની એણે ઘણી વાતો સાંભળી હતી. છેલ્લા **નં**દને અને એના આઠ પુત્રોને મારી નંદવંશને જડમૂળથી ઉખેડી નાખી **ચં**દ્રગુપ્ત ગાદીએ બેઠો. એ વખતથી **મ**ગધના રાજ્ય ઉપર મૌર્યવંશી રાજાઓનો અમલ શરૂ થયો. **ચં**દ્રગુપ્તે આખા ઉત્તર હિંદુસ્તાનમાં ચક્રવર્તી રાજ્ય સ્થાપ્યું. એક બૌદ્ધ પુસ્તકમાં વાર્તા છે કે **ચં**દ્રગુપ્ત પહેલાં અંદરના દેશો કબજે કરતો, પણ સરહદ ઉપર લક્ષ ન આપતો. એવામાં એક વાર એક બાઈએ પોતાના છોકરાને ઠપકો દીધો કે ચંદ્રગુપ્ત જેવું કેમ કરે છે? રોટલીનો વચલો ભાગ ખાય છ અને કોરણો રહેવા દે છે? આ શબ્દો **ચં**દ્રગુપ્તે સાંભળ્યા, અને ત્યારથી એણે સરહદ ઉપર લશ્કર મોકલવા માંડ્યું. **ચં**દ્રગુપ્તના દરબારમાં યુનાની રાજા **સે**લ્યુકસનો **મે**ગેસ્થિનીસ નામે એલચી રહેતો હતો. રાજધાની **પા**ટલિપુત્રનું વર્ણન કરતાં તે લખે છે કે આ શહેરનો વસેલો ભાગ દશ માઈલ લાંબો અને બે માઈલ પહોળો છે, આસપાસ ૬૦૦ ફૂટ પહોળી અને ૪૫ ફૂટ ઉંડી ખાઈ છે, અને એના કોટને ૬૪ દરવાજા અને ૫૭૦ બુરજ છે. **ચં**દ્રગુપ્ત પછી **બિં**દુસાર અને **બિં**દુસાર પછી **અ**શોક ગાદીએ આવ્યો. એ રાજાનો પ્રતાપ, ઉદારતા, દયાળુ સ્વભાવ, પરોપકારનાં કામો, એ સર્વ વિષે તમે શીખી ગયા છો. એણે ઢોરની સંભાળને માટે પાંજરાપોળો સ્થાપી હતી. એણે **ક**લિંગ દેશ જીતી પોતાના રાજ્યમાં ઉમેર્યો, પણ રાજ્યના વિસ્તાર કરતાં ધર્મનો વિસ્તાર એને વધારે પસંદ હતો. એણે **હિં**દમાં અને પરદેશોમાં બૌદ્ધધર્મનો ઘણો ફેલાવો કર્યો હતો.

**અ**શોકના મરણ પછી તરતજ આ મહારાજ્યમાંથી કેટલાક દેશ સ્વતંત્ર થવા લાગ્યા. ઈ. સ. પૂર્વે ૧૮૩ માં **મૌ**ર્યવંશ સમાપ્ત થયો, અને ત્યાર પછી **શું**ગવંશ ચાલ્યો. **શું**ગવંશના રાજા **અગ્નિ**-

મિત્ર અને **માલ**વિકાનો પ્રેમ વિષે **કાળિદાસે** એક નાટક રચ્યું છે. એ માલવિકાગ્નિમિત્ર નામે ઓળખાય છે. ઈ. સ. પૂર્વે ૧૫૦ નો એક લેખ જડ્યો છે, એમાં **કલિંગ** દેશના રાજાએ **મ**ગધ દેશ ઉપર ચઢાઈ કર્યાનું અને ત્યાંના રાજાને હરાવ્યાનું લખ્યું છે. **શું**ગવંશનો છેલ્લો રાજા દુરાચારી હતો. એને મારી એનો મંત્રી ગાદીએ બેઠો, ત્યારથી **કા**ણ્વ વંશનો અમલ શરૂ થયો. એ અરસામાં બૌદ્ધધર્મનો પ્રતાપ ઘટવા માંડ્યો હતો, અને બ્રાહ્મણધર્મની પાછી થોડી ઘણી શરૂઆત થવા લાગી હતી. ઈ. સ. ના આરંભમાં **મ**ગધમાં **આંધ્ર** રાજાઓએ રાજ્ય કરવા માંડ્યું. એ વંશના છેલ્લા રાજાઓના વખતે સુધી પણ **પા**ટલિપુત્ર સારી સ્થિતિમાં હશે, એમ **ફા**હ્યાન નામે એક **ચી**ના મુસાફરના લખવા ઉપરથી સમજાય છે. એ મુસાફર ઈ. સ. ના ચોથા સૈકામાં **હિંદ**માં આવ્યો હતો. આ વંશ પછી **મ**ગધરાજ્યનો સૂર્ય અસ્ત થઈ ગયો.

---

ચક્રવર્તી— ...નાં મોટાં ઘણાં રાજ્યો ઉપર વર્તાતી હોય તેવું.

---

## ...ને પોરસ.

**મે**સિડો... ...યી રાજા **સી**કંદર ઈ. સ. પૂર્વે ૩૨૭ માં ... ...ી આવ્યો, તે વખતે **પં**જાબમાં **પો**રસ નામનો ... રાજા રાજ્ય કરતો હતો. એની સાથે થએલા યુદ્ધ... ...ના જેવું છે.

**જે**લમ નદીને ...ાંઠે **સી**કંદર અને **પો**રસનાં સૈન્યો સામસામાં પડ્યાં હતાં. **સી**કંદરના સૈન્યને નદી ઉતરતું અટકાવવાને **પોરસે** સામે કાંઠે હાથીઓની હાર ઉભી કરી હતી. **સી**કંદરે **પો**રસને ભૂલથાપ ખવડાવવાને એક યુક્તિ રચી. હંમેશાં નદી ઉતરવાની ધમચકડ મચાવવા માંડી, જેથી **પો**રસને એમ થાય કે દુશ્મનો આ

પ્રમાણે રોજ તૈયારી કરે છે, પણ ફાવતા નથી. પછી એક વખત અંધારી રાતે જરા ઉપલાણ તરફ જઈ પડતે વરસાદે થોડુંક પાયદળ અને હયદળ લઈ **સી**કંદર નદીમાં ઉતર્યો, અને વચ્ચે એક બેટ હતો તે ઉપર જરા થોભ્યો. પવન ખૂબ તોફાની વાવા લાગ્યો, અને ગાજવીજ, વરસાદ અને કાટકાનો પાર ન રહ્યો. છતાં અત્યંત હીંમતથી **સી**કંદરે સામા કાંઠા તરફ ધસારો કર્યો. નદી પૂર આવ્યાથી ઉછાળા મારી રહી હતી. સામો કાંઠો તોડીને તે અંદર ધસી હતી, એટલે પટ પણ લાંબો ઉતરવાનો હતો. કાંઠાની જમીન લપસણી થઈ ગઈ હતી તથા એમાં કોતર પડ્યાં હતાં. **સી**કંદરના સિપાઈઓએ હોડીઓ છોડી દીધી, અને તેઓ છાતીપુર પાણીમાં ચાલીને પાર ઉતર્યા. આગળ ઘોડે-સવારની ટુકડી અને પાછળ પાયદળ રાખી **સી**કંદર આગળ વધ્યો. **પો**રસે પહેલાં ધાર્યું કે હજી **સી**કંદર પોતે તો સામે કાંઠેજ પડ્યો છે, અને તેથી તેણે થોડાક રથ અને ઘોડેસવારની ટુકડી પોતાના કુંવરની સરદારી નીચે સામી મોકલી. [illegible] વળ્યું નહિ, અને ઘણા ઘોડેસવારો કતલ [illegible] ને જણાયું કે **સી**કંદર પોતે આ કાંઠે [illegible] તેણે થોડુંક લશ્કર સામે કાંઠેથી આવતા [illegible]ખી બાકીનું લશ્કર **સી**કંદર સામું ઝોકા[illegible]મી ઝીક નહિ ઝિલાય, તેથી તેણે બાજુ તર[illegible] ચલાવી. ઘણું દારૂણ યુદ્ધ ચાલ્યું. **પો**રસ [illegible] પણ કમનસીબે વરસાદે એના લશ્કરની ખરાબી ક[illegible] કાદવમાં ચોંટી ગયા, અને હાથીઓ પાછા ફર્યા. તેઓએ [illegible]તાનાજ પાયદળને ચગદીને નાસવા માંડ્યું. **પો**રસનો કુંવર લ[illegible]માં મરાયો, અને તે પોતે કેદ પકડાયો. ઇતિહાસકારો **પો**રસનાં તથા એને બેસવાના હાથીનાં ઘણાં વખાણ કરે છે. તેઓ કહે છે કે **પો**રસ લગભગ પોણા સાત ફૂટ ઉંચો હતો, અને એક મોટામાં મોટા હાથી ઉપર બેઠો હતો, છતાં એની ઉપર એ નાનો દેખાતો ન હતો, બલકે શોભતો

હતો. એના હાથીએ લડાઈમાં એને ઘણી મદદ આપી. જ્યાં સુધી **પોરસ** લડવાને શક્તિમાન હતો, ત્યાં સુધી હાથીએ દુશ્મનના હલ્લા પાછા વાળ્યા. પછી જ્યારે **પોરસ** બાણથી વિંધાઈ ગયો અને મૂર્છા ખાઈને પડ્યો, ત્યારે હાથી ધીમે રહીને બેઠો, અને પોતાની સૂંઢ વતી એના શરીરમાંથી એક પછી એક બાણ કાઢ્યાં.

**પોરસ** કેદ પકડાયો, તોપણ એક ક્ષત્રિય રાજા તરીકે પોતાનું માન એ ખોઈ બેઠો ન હતો. **સીકંદરે** એને પૂછ્યું, મારે તમને કેવા



પોરસ સીકંદર

સમજીને તમારી તરફ વર્તવું? ત્યારે એણે જવાબ દીધો, કે રાજા સમજીને. **સીકંદરે** કહ્યું, તમારે બીજું કંઈજ માગવું નથી? **પોરસે** ઉત્તર આપ્યો, ના, રાજા શબ્દમાં બધું આવી જાય છે. **સીકંદરે** એને એનું સઘળું રાજ્ય સ્વાધીન કર્યું એટલુંજ નહિ, પણ આસપાસના બીજા જીતેલા પ્રાંતો પણ એને આપ્યા.

**સીકંદર**ના લશ્કરને માત્ર પોતાની બહાદુરીથીજ ફતેહ મળી ન હતી. ઘણે ભાગે અત્રેનાં રાજ્યોના કુસંપ અને સ્વાર્થબુદ્ધિને લીધે, તથા **પોરસ**ના લશ્કરની વરસાદે કરેલી ખરાબીને લીધે પણ પરદેશીઓની જીત થઈ હતી. ક્ષત્રિયો સામે લડવું એટલે શું એનો હવે **સીકંદર**ના માણસોને ખરેખરો અનુભવ થઈ ગયો હતો. તેઓને ક્ષત્રિયો ઉપર જય સહેલાઈથી મળ્યો ન હતો, અને તેથી તેમણે આગળ વધવાની ના પાડી. વળી **ગંગા**ની પાર કેવાં કેવાં ક્ષત્રિય રાજ્યો પડ્યાં છે એની વાતો પણ એમને કાને આવવા લાગી હતી, અને તેથી તેઓ પાછા વળવાનો ઘણો આગ્રહ લઈ બેઠા. પાછળ જીતેલો મુલક પણ વશ રાખવો મુશકેલ જણાયો. આખરે **સીકંદર**ને ઘણીજ નાખુશીથી સ્વદેશ જવાની જરૂર પડી.

---

દારૂણ—ઘણું ભારે.
દગ્વિજયી—અનેક રાજ્યો ઉપર જય મેળવનાર.
મેસિડોનિઆ—યુનાન એટલે ગ્રીસ દેશની ઉત્તરે એક પ્રાંત.
હયદળ—ઘોડેસવાર લશ્કર.

---

## પાઠ ૬૨. કાળિદાસ અને એનાં કાવ્યો.

ભોજપ્રબંધમાં એક વાત છે, કે એક વખત **ભોજ**રાજાની સભામાં **કાળિદાસ** અને **બાણ** બેઠા હતા, ત્યાં **ભવભૂતિ** આવી પહોંચ્યા. **ભવભૂતિ**એ એક કવિતા કરી અને તેજ વિષય ઉપર **કાળિદાસે** પણ કરી. **કાળિદાસ**ની ઉપમાથી રાજા છક થઈ ગયો. **બાણે** પૂછ્યું, રાજા, આ બેમાં કોણ ચઢે? ત્યારે રાજાએ કહ્યું, **ભવભૂતિ** કવિ ખરા, પણ **કાળિદાસ** તે **કાળિદાસ**. વધારે નક્કી કરવા માટે એમ ઠર્યું, કે **સરસ્વતી** દેવી આગળ તાજવામાં બંનેની કવિતા મૂકવી. તે પ્રમાણે કરવામાં આવ્યું, તેમાં **કાળિદાસ**ની કવિતા નમી. ત્યારે **સરસ્વતી**એ પોતાના કાનેથી પહેરેલું પુષ્પ કાઢી તેમાંથી રસની કણી લઈ **ભવભૂતિ**ની કવિતામાં નાખી, એટલે બંનેની કવિતા સરખી થઈ!

ઉપરની વાર્તા કલ્પિત છે. કવિતાનો રસ કંઈ તાજવામાં તોળી શકાતો નથી. તેમ **ભવભૂતિ**, **બાણ** અને **કાળિદાસ** **ભોજ** રાજાના કે બીજા કોઈ રાજાના વખતમાં સાથે થયા નથી. વાર્તાનો સાર એટલોજ છે કે ઈ. સ. પછીના સંસ્કૃત કવિઓમાં **કાળિદાસ** જેવો બીજો કોઈજ નથી. બીજા કવિઓ ખરા, પણ એમનાં કાવ્યોમાં **કાળિદાસ**ના મધુર રસની ખામી.



ભોજરાજાની સભા.

**કાળિદાસે** કેટલાંક કાવ્યો અને નાટકો રચ્યાં છે તે કેવાં સુંદર હશે, એ નીચેની હકીકત પરથી કાંઈક જાણાશે.

( ૧ ) **રઘુવંશ.** આ **દિલીપ** અને **રઘુ** રાજાના વંશ સંબંધી મોટું કાવ્ય છે. એમાં બંદીઓનું પ્રભાતીઉં, **ઇંદુમતી**નો સ્વયંવર, **અજ** રાજાનો વિલાપ, **લંકા** અને **અયોધ્યા** વચ્ચેના પ્રદેશનો વિમાનમાંથી દેખાવ, એ સૌ ભાગો વારંવાર વાંચવા ગમે એવા છે. રબારીઓ માખણ લઈ **દિલીપ** રાજાને મળવા આવે છે, અને રાજા રાણી એમને વગડાઉ ઝાડનાં નામ પૂછે છે; રખવાળણો શેરડીના ખેતરમાં છાંયડે બેસી **રઘુ**નાં યશોગીત ગાય છે; **સીતા** વિમાનમાંથી હાથ

લાંબો કરી વાદળીઓને પકડવા જાય છે; **પ્ર**યાગ આગળ **ગં**ગા **અને** **જ**મનાનાં ધોળાં કાળાં પાણી કેવાં મનોહર રીતે મળે છે, ઇત્યાદિ વર્ણનો કદી પણ ભુલાય એવાં નથી.

( ૨ ) **કુમારસંભવ.** આમાં **શિ**વપાર્વતીના વિવાહ **અને** **કા**ર્તિકસ્વામીના જન્મ સંબંધી કથા છે. **હિ**માલયની શોભા, વસંત ઋતુની ખુબી, **પા**ર્વતીનું રૂપ તથા **ર**તિનો વિલાપ એ બહુ ઉત્તમ રીતે વર્ણવેલાં છે.

( ૩ ) **મેઘદૂત.** આ એક નાનું પણ અતિ રસિક કાવ્ય છે. **કુ**બેરના શાપથી એક યક્ષ મનુષ્ય લોકમાં આવી પડ્યો છે. **અ**સાડ મહીનો બેસતાં પર્વતની ટોચ ઉપર એક મેઘ ઝૂકી રહ્યો છે, એની સાથે તે પોતાની સ્ત્રીને સંદેશો કહાવે છે. આગલા ભાગમાં પહેલા વરસાદથી જમીનમાંથી નીકળતી સ્હરી સુગંધ, જુદી જુદી વનસ્પતિઓ અને પક્ષીઓનો આનંદ, નદી પર્વતો અને ખેતરોની શોભા, એનું વર્ણન છે. પાછલા ભાગમાં **કુ**બેરની **અ**લકા નગરીની સમૃદ્ધિનું વર્ણન છે. યક્ષકન્યાઓ **સ્વ**ર્ગગંગાની સોનાની રેતીમાં રેતીની ઢગલીઓ કરી એમાં રત્નો સંતાડી શોધી કાઢવાની રમત રમે છે, તે વર્ણન ઘણું રમણીય છે.

( ૪ ) **ઋતુસંહાર.** એમાં છએ ઋતુનું આબેહુબ વર્ણન છે. જાણે વાંચતી વખત એજ ઋતુ ચાલતી હોય એવો ભાવ થાય છે.

( ૫ ) **માલવિકાગ્નિમિત્ર.** આ **અ**ગ્નિમિત્ર રાજા **અને** **મા**લવિકાના પ્રેમનું **કા**ળિદાસનું સૌથી પ્રથમ બનાવેલું નાટક છે.

( ૬ ) **વિક્રમોર્વશીય.** એ નાટકની વાત આ પ્રમાણે છેઃ—**પુ**રૂરવ રાજા ઉર્વશી નામની અપ્સરા સાથે એક વનમાં જાય છે. વનમાં પેસતાં ઉર્વશી વેલ બની જાય છે. રાજા આખા વનમાં ગાંડા જેવો પશુપક્ષીઓને ઉર્વશીની ખબર પૂછતો ફરે છે. આખરે એક

મણિ હાથમાં આવે છે. એ પેલી વેલને અડતાં વેલની પાછી ઉર્વશી થઈ જાય છે.

( ૭ ) **શાકુંતલ.** શિકારે નીકળેલો **દુષ્યંત** રાજા **કણ્વ** ઋષિ-ના આશ્રમમાં જઈ પહોંચે છે. ત્યાં એ **વિશ્વામિત્રની** કન્યા **શકુંતલાને** જુએ છે. તેઓ એક બીજાને પ્રીતિથી પરણે છે. **દુષ્યંત** પોતાને નગર ગયો, અને **દુર્વાસા** ઋષિના શાપને લીધે **શકુંતલાને** ભૂલી ગયો. **કણ્વ** ઋષિએ **શકુંતલાને** **દુષ્યંત** પાસે મોકલી, પણ એણે એને ઓળખી નહિ. ઓળખાણ આપવા માટે **શકુંતલા** રાજાએ આપેલી વીંટી બતાવવા જાય છે, ત્યાં આંગળીએ વીંટી નહિ! નદીમાં નાહતાં વીંટી સરી પડી હતી, અને તે એક માછલાના પેટમાંથી માછીને હાથ આવી હતી. આખરે વીંટી રાજા આગળ રજુ થતાં શાપનો અંત આવ્યો, અને એકદમ એને બધું સાંભરી આવ્યું. પણ તે હવે શા કામનું? **શકુંતલાને** એની મા **મેનકા** ઉપાડી જઈ **કશ્યપ** ઋષિના આશ્રમમાં મૂકી આવી હતી, અને ત્યાં **શકુંતલાને** **સર્વદમન** નામે પુત્ર જનમ્યો હતો. **ઇંદ્ર** તરફથી દાનવોને હરાવી પાછા ઉતરતાં **દુષ્યંત** **કશ્યપને** પ્રણામ કરવા આશ્રમમાં ગયો, ત્યાં એને **સર્વદમન** અને **શકુંતલા** મળ્યાં. આ નાટકમાં કવિએ ઘણાં મનોહર ચિત્રો ચીતર્યાં છે. જ્યાં બધુંજ સારૂં છે, ત્યાં અમુક ભાગનાં વખાણ કરવાં ફોકટ છે.

---

ઉપમા—એક વસ્તુને બીજી સાથે સરખાવવી તે; મુકાબલો.
કલ્પિત—જોડી કાઢેલી.
કુબેર—દેવતાઓનો ભંડારી.
બંદીઓ—ભાટ, ચારણ વગેરે.
યશોગીત—કીર્તિનું ગાન કરવું તે.
રતિ—કામદેવની સ્ત્રી.
સમૃદ્ધિ—દોલત.

---

## પાઠ ૬૪. હિઓન્થશાંગની મુસાફરી.

**હિ**ઓન્થશાંગ નામે એક ચીનો મુસાફર ઇ. સ. ૬૨૯ માં **ચીન**-થી નીકળી **સમરકંદ** અને **બોખારાને** રસ્તે **હિંદુસ્તાનમાં** બૌદ્ધધર્મની

જાત્રા કરવા તથા દેશ જોવા આવ્યો હતો. આ વખતે કંદહાર, કાબુલ અને પશ્ચિમ પંજાબમાં બૌદ્ધધર્મના વિહારો સુના પડેલા હતા, અને એને બદલે બ્રાહ્મણનાં દેવાલયો જામ્યાં હતાં. સતલજના પ્રદેશના લોક તવંગર હતા. મથુરાના રાજ્યમાં એણે એક બૌદ્ધ ધર્મનો ઓચ્છવ જોયો, તેમાં જવાહીરે ભરેલા વાવટાઓ ફરકતા હતા; અમૂલ્ય છત્રીઓ જાળી માફક ગુંથાઇ રહી હતી; ધૂપનાં વાદળાં ચઢ્યાં હતાં અને પુષ્પોનો વરસાદ પડતો હતો. ત્યાંથી કુરૂક્ષેત્ર થઈ હરદ્વારનો મેળો જોઈ હિઓન્થશાંગ હિમાલયની તળેટીમાં બ્રહ્મપુર એટલે ગઢવાળ ગયો. ત્યાં તેણે સ્ત્રીયા રાજ્ય જોયું; રાણી રાજ્ય કરે, અને રાણીનો વર રાજા કહેવાય, પણ તે રાજ્ય ચલાવે નહિ. પુરૂષો માત્ર લડાઈમાં લડવાનું અને ખેતી કરવાનું કામ કરતા. હાલ પણ હિમાલયના કેટલાક ભાગમાં એક સ્ત્રી અનેક પુરૂષોને પરણે છે, અને ઘરની માલીક તેજ ગણાય છે.

કાન્યકુબ્જ કે જેને હાલ કનોજ કહે છે, તેમાં આ વખતે હર્ષવર્ધન શીલાદિત્ય રાજા રાજ્ય કરતો હતો. પોતે બૌદ્ધ ધર્મી હતો, પરંતુ બ્રાહ્મણ ધર્મને પણ માન આપતો. રાજધાનીને મજબુત અને ઉંચા કિલ્લાઓ હતા, અને આસપાસ ખાઈ હતી. લાખોનો માલ આ શહેરના ચૌટામાં ભરેલો હતો. લોકો તવંગર અને સુખી હતા, અને તેની સાથે પ્રમાણિક અને સાચા પણ હતા. તેઓ વિદ્યામાં મચેલા રહેતા, અને ધર્મ સંબંધી વિષયોમાં ઘણા સારા વાદવિવાદ કરતા. રાજાએ સઘળા ધોરી માર્ગ ઉપર દવાખાનાં બંધાવ્યાં હતાં, એમાં વૈદ્યો રાખ્યા હતા, અને દરદીઓ માટે અન્નપાણી તથા ઔષધ પુરાં પાડવામાં આવતાં. હિઓન્થશાંગે આ રાજાએ કરેલા એક બૌદ્ધધર્મના ઓચ્છવનો બહુ સારો ચિતાર આપ્યો છે. એ લખે છે કે એક કીંમતી ઝૂલવાળા હાથી ઉપર બુદ્ધદેવની મૂર્ત્તિ, અને એક પડખે ઇંદ્રના વેશમાં શીલાદિત્ય રાજા પોતે પાંચસે હાથીઓ સાથે, અને બીજે પડખે આસામનો રાજા પણ એટલાજ

હાથીઓ સાથે, એમ સવારી નીકળી હતી. **શી**લાદિત્ય રાજા ચોતરફ સોનારૂપાનાં ફૂલો અને હીરામોતી વેરતો જતો હતો.

**પ્ર**યાગ અને **કા**શીમાં બ્રાહ્મણ ધર્મનું જોર હતું. **પ્ર**યાગનો **અ**ક્ષયવડ નિહાળી, તથા **ગં**ગા **જ**મનાના સંગમમાં હજારો જાત્રાળુ લોકો નાહતા હતા, એ દેખાવ જોઈ **હિ**ઓન્થશાંગ **કા**શી ગયો. **કા**શીમાં બ્રાહ્મણ ધર્મનાં દેવાલયો ઘણાં હતાં, અને એમાં મહાદેવનું ખાસ પૂજન થતું. ત્યાં સો ફૂટ ઉંચી મહાદેવની તાંબાની મૂર્ત્તિ એના જોવામાં આવી, એમ એ લખે છે.

**પા**ટલિપુત્રમાં તો ખંડેરજ રહ્યાં હતાં. **ગ**યા પાસેના જે પીપળા નીચે **ગૌ**તમને જ્ઞાન થયું હતું, તેના **હિ**ઓન્થશાંગે દર્શન કર્યાં. એજ ઠેકાણે વર્ષાઋતુને અંતે લાખો બૌદ્ધ ભિક્ષુઓ જાત્રાએ આવતા અને સાત દિવસ મેળો થતો. **ના**લંદા નામે પ્રખ્યાત બૌદ્ધવિહારનાં અને એની વિદ્યાનાં એ ઘણાં વખાણ કરે છે. એ લખે છે કે અહીં સવારથી રાત સુધી વાદવિવાદ ચાલ્યાં કરે છે, અને દેશ દેશાવરના વિદ્યાર્થીઓ અત્રે ભણવા આવે છે. **આ**સામમાં આ વખતે બ્રાહ્મણ ધર્મ હતો, અને **ઓ**ઢીઆ જ્યાં **જ**ગન્નાથપુરી આવેલી છે, ત્યાં બૌદ્ધ ધર્મનું જોર હતું.

**મ**હારાષ્ટ્ર વિષે લખતાં એ કહે છે, કે **શી**લાદિત્ય રાજા આખું ઉત્તર **હિં**દુસ્તાન વશ કરી શકયો, પણ **મ**હારાષ્ટ્રનો **પુ**લકેશી રાજા એનાથી જીતાયો નહિ. આ દેશના લોક ઉપકાર કરનાર તરફ આભારી અને દુશ્મન તરફ કટ્ટા હોય છે. આ વખતે **મા**ળવા વિદ્યા માટે ઘણું પંકાતું હતું. **ગુ**જરાતમાં **વ**લભી વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. અહીંના લોક સમુદ્રમાર્ગે વેપાર કરતા અને ઘણા પૈસાદાર હતા. પછી **સિં**ધ અને **મુ**લતાન થઈ ઇ. સ. ૬૪૫ માં **હિ**ઓન્થશાંગ પોતાને દેશ ગયો.

આ મુસાફર સ્થળે સ્થળે જમીનની ફળદ્રુપતાનાં તથા લોકની વિદ્યાનાં, લક્ષ્મીનાં અને સદ્ગુણનાં વખાણ કરે છે. વળી જણાવે છે કે રાજ્યનો વહીવટ સાદો છે, કર હલકા છે, વેઠ પણ ઘણી નથી, અને કરાવવી પડે છે ત્યારે એના પૈસા આપવામાં આવે છે. વેપાર છૂટથી ચાલે છે. નાકાં ઉપર દાણ પણ જૂજ હોય છે. લોક સુખની ઇચ્છાવાળા, પણ સીધા, કપટ વિનાના અને વચન પાળનારા છે. ન્યાય કરવામાં વિચારવંત છે, અને ખોટાં કૃત્યનું ફળ મુઆ પછી ભોગવવું પડશે એમ સમજી પાપ કરતા બીએ છે.

---

કડ્રા—સખ્ત; ખારીલા. | ફળદ્રુપતા—રસાળપણું.

---

## પાઠ ૬૯. બ્રાહ્મણધર્મનો ફરી ઉદય.

ગૌતમબુદ્ધની પહેલાં હિંદમાં ખાસકરીને બ્રાહ્મણધર્મ ચાલતો હતો. બુદ્ધને ચાલતો ધર્મ રૂચ્યો નહિ, તેથી તેણે એ સામે ઉપદેશ કર્યો, અને બૌદ્ધધર્મ નામે નવો ધર્મનો ફાંટો ચલાવ્યો. એ પંથ લગભગ ત્રણસેં ચારસેં વર્ષ ધમધોકાર ચાલી ધીમે ધીમે નબળો પડવા માંડ્યો. ફાહ્યાન નામે ચીનનો મુસાફર હિંદમાં આવ્યો, તે આગમચ કેટલાક વખતથી બૌદ્ધધર્મની પડતી થવા માંડી હતી, અને બ્રાહ્મણધર્મ પાછો ઉભો થવા લાગ્યો હતો. સાતમા સૈકામાં હિઓન્થશાંગે થોડાકજ પ્રાંતમાં બોદ્ધધર્મ જાહોજલાલી ભોગવતો જોયો, અને જ્યાં જોયો ત્યાં બ્રાહ્મણધર્મ પણ સાથે માન પામતો હતો. નવમો સૈકો આવતાં તો બૌદ્ધધર્મ આખા હિંદમાંથી નાશ પામ્યો હતો. એ પછી તેનું નામ આ દેશમાં તો ફક્ત વિદ્વાનોના વાદવિવાદમાંજ રહેલું જોવામાં આવે છે.

બ્રાહ્મણધર્મની આ ફરી ચઢતી શાથી થઈ? કોઈ કહેશે કે

ઈ. સ. ના ત્રીજા ચોથા સૈકા પછીથી કનોજના ગુપ્તવંશી તેમજ બીજી જગાના રાજાઓ તરફથી એ ધર્મને મદદ મળી તેથી. પણ ખરૂં જોતાં



શંકરાચાર્ય અને તેના મુખ્ય ચાર શિષ્યો.

આ જવાબ બસ નથી. રાજાઓ તો જાગેલા ધર્મને મદદ આપી શકે, પણ ધર્મને જગાડી શકે નહિ. ધર્મને જગાડવાનું કામ તો વિદ્વાનોનું અને ઉપદેશકોનું હોય છે.

ખરી વાત એ છે કે ત્રીજા સૈકા પછી ઉપદેશ કરનારા થયા,

તેમના બોધથી બ્રાહ્મણધર્મ જુદી જુદી રીતે ઘણો આગળ પડતો થયો. **શિ**વ અને **વિ**ષ્ણુની ભક્તિનો ઉપદેશ સબળ થવા લાગ્યો, અને ઘણા રાજાઓ તે સ્વીકારતા ગયા. ઠામ ઠામ બ્રાહ્મણધર્મનાં દેવાલયો બંધાવા લાગ્યાં, તે ઠેઠ **અ**ફગાનિસ્તાન સુધી પહોંચ્યાં. પુરાણોમાં પણ વધારા થયા, અને છેક દક્ષિણમાં **તા**મિલ ભાષામાં પણ **શિ**વનાં સ્તોત્રો રચાવા લાગ્યાં.

આ વખતે બ્રાહ્મણધર્મનો ઉપદેશ કરનારાઓમાં **કુ**મારિલભટ્ટ અને **શં**કરાચાર્યનાં નામ પ્રસિદ્ધ છે. **કુ**મારિલભટ્ટ **બં**ગાળા તરફના બ્રાહ્મણ હતા. એમણે વેદમાં કહેલાં યજ્ઞ વગેરે કર્મો કરવાંજ જોઈએ એવો ઉપદેશ ચલાવ્યો. કેટલાક **ગુ**પ્તવંશી રાજાઓએ **અ**શ્વમેધ યજ્ઞ કર્યાના તથા દાન આપ્યાના લેખો મળી આવે છે.

એમ કહેવાય છે કે **કુ**મારિલભટ્ટ મરવાની તૈયારીમાં હતા, તે વખતે **શં**કરાચાર્ય આવી પહોંચ્યા, અને તેમને જ્ઞાનમાર્ગનો ઉપદેશ કર્યો. મરતાં મરતાં **શં**કરાચાર્યને **કુ**મારિલભટ્ટે જણાવ્યું કે મેં વેદના કર્મમાર્ગનો બોધ કર્યો છે, પણ જો તમે જ્ઞાનનો બોધ કરવા માગતા હો તો મારા શિષ્ય **મં**ડનમિશ્રને જીતજો. એ ઉપરથી **શં**કરાચાર્ય **મં**ડનમિશ્રને ગામ આવ્યા. ગામને પાદરે પાણીઆરીઓ પાણી ભરતી હતી, એમને **મં**ડનમિશ્રનું ઘર પૂછ્યું. બાઈઓએ શ્લોકમાં જવાબ આપ્યો, કે જે ઘેર મેના પોપટ વેદના મહા પ્રશ્નો સંબંધી વિવાદો કરતાં હોય, એ ઘર **મં**ડનમિશ્રનું જાણજો. **મં**ડનમિશ્રને ઘેર હજારો વિદ્યાર્થીઓ રાત દિવસ આ વિષયની એટલી બધી ચર્ચા કર્યા કરતા હતા, કે તે એમનાં પક્ષીઓને પણ મોંએ ચઢી ગઈ હતી. **શં**કરાચાર્ય અને **મં**ડનમિશ્રનો વિવાદ થયો, અને તેમાં **મં**ડનમિશ્રનાં **સ્ત્રી** મધ્યસ્થ થયાં. એ **સ્ત્રી** એમની વિદ્વત્તાને લીધે **સ**રસ્વતીનો અવતાર કહેવાતાં. **મં**ડનમિશ્રનું એમ કહેવું હતું, કે વેદનાં કર્મ એની મેળે ફળ આપે છે, પરમેશ્વરની જરૂર નથી, અને એ કર્મ મરતાં સુધી કરવાંજ જોઈએ. **શં**કરાચાર્યનો મત એવો હતો, કે ફળ પરમેશ્વર

આપે છે, મન શુદ્ધ થતાં સુધી કર્મ કરવાને અડચણ નથી, પણ પરમાત્માને ઓળખવા માટે જ્ઞાનનીજ જરૂર છે. આ વિવાદમાં **શં**કરાચાર્ય જીત્યા, અને **મં**ડનમિશ્ર એમના શિષ્ય થયા.

પછી **શિ**વ, **વિ**ષ્ણુ વગેરે જુદા જુદા દેવોના માનનારાઓને પણ **શં**કરાચાર્યે ખોટા પાડ્યા; અને પરમાત્મા એકજ છે તથા એનાં આ જુદાં જુદાં નામ  એવો ઉપદેશ કર્યો.

એ રીતે સુધરેલો વેદધર્મ  બ્રાહ્મણધર્મ લોકમાં વધારે વધારે માન્ય થયો, અને બૌદ્ધધર્મની જરૂર ન રહી. બૌદ્ધધર્મની કેટલીક સારી બાબતો **શં**કરાચાર્યના મતમાં આવી જતી હતી, કારણ કે **શં**કરાચાર્યે ઉપનિષદ નામે ગ્રંથોમાં જણાવેલો ખરો ધર્મ ફરી જગાવ્યો હતો, અને એ ધર્મના વિચારો અસલ **ગૌ**તમબુદ્ધના ધર્મમાં પણ ઉતર્યા હતા.

**શં**કરાચાર્યનો જન્મ દક્ષિણ **હિં**દમાં થયો હતો. એમણે છેક નાની ઉંમરમાંથી સંન્યાસ લીધો હતો, અને ૩૨ વર્ષની ઉંમર સુધીમાં તો આખા **હિં**દમાં પોતાનો મત ફેલાવી સમાધિ પામ્યા હતા.

---

ઉપનિષદ—એ નામનાં વેદના એક ભાગનાં પુસ્તકો.
મધ્યસ્થ—કોઈનો પક્ષ ન લેતાં સ્વતંત્રપણે અભિપ્રાય આપનાર.
મહાપ્રશ્નો—મોટા સવાલો.
સમાધિ પામવી—સંન્યાસી મરી જાય ત્યારે એ સમાધિ પામ્યો એમ કહેવાય છે.
સ્તોત્ર—સ્તુતિનો ગ્રંથ.

---

## પાઠ ૬૬. સૂર્યમાળા અને ગ્રહો.

સૂર્યની આસપાસ એકલી પૃથ્વી ફરતી નથી, પણ બીજા સેંકડો નાના મોટા ગોળા ફરે છે, અને તે સર્વને તેમાંથી ગરમી અને પ્રકાશ મળે છે. સૂર્યમાં એટલી તો ગરમી છે, કે પૃથ્વીના જેવડા બે અબજ ગોળાને તે ગરમી અને તેજ આપે છે. તેમાં હરકોઈ પદાર્થ ઘન ન હોતાં વરાળ રૂપે રહે છે.

આપણે એકાદ વાદળાં વગરની અંધારી રાતે આકાશ ભણી જોઈશું, તો ચોમેર નાના મોટા તારા નજરે પડશે. એમાંના છ સાત તારા સિવાય બાકીના તારાનું એક બીજાથી અંતર બદલાતું નથી. જે તારાનું અંતર બદલાય છે, અથવા જેઓ પોતાની જગાએથી ખસે છે તેમને ગ્રહ કહે છે. ગ્રહોનું તેજ સ્થિર હોવાથી તેઓ તારાથી ઝટ ઓળખાઈ આવે છે.

પૃથ્વી સુદ્ધાં મુખ્ય ગ્રહો આઠ છે. તેમનાં નામ બુધ, શુક્ર,




પૃથ્વી, મંગળ, ગુરૂ, શનિ, યુરેનસ અને નેપ્ચ્યુન. એ ગ્રહોમાં બુધ સૂર્યની ઘણો પાસે છે, અને નેપ્ચ્યુન ઘણોજ છેટે છે. સૂર્યથી

પૃથ્વીનું છેટું નવ ક્રોડ ને ત્રીસ લાખ માઈલ છે. જુના કાળમાં જોવાનાં સાધનો ન હોવાથી બુધ, શુક્ર, મંગળ, ગુરૂ અને શનિ એ પાંચ ગ્રહો લોકોના જાણવામાં હતા. હમણા દુરબીનની મદદથી યુરેનસ ને નેપ્ચ્યુનની શોધ થઈ છે.

બુધ કોઈ વેળા સૂર્ય આથમ્યા પછી અને કોઈ વેળા સૂર્ય ઊગ્યા પહેલાં થોડી વાર દેખાય છે. બુધ કરતાં શુક્ર સૂર્યથી વધારે અંતરે હોવાથી તે સવારે અથવા સાંજે ઘણી વાર લગી દેખાય છે. બધા ગ્રહો કરતાં શુક્રનું તેજ વધારે છે, તેથી તે સહેજ ઓળખાઈ આવે છે. પૃથ્વીને એક ઉપગ્રહ એટલે ચંદ્ર છે, તેમ બુધ અને શુક્રને ચંદ્ર નથી. મંગળ રંગે રાતો દીસે છે, અને તેને બે ચંદ્ર છે. ગુરૂને ચાર અને શનિને આઠ ચંદ્રો છે. બધા ગ્રહોમાં ગુરૂ અથવા બૃહસ્પતિ સૌથી મોટો છે, અને શનિ તેનાથી ઉતરતો છે.

આ મુખ્ય ગ્રહો સિવાય બીજા આસરે ૨૭૦ નાના ગ્રહો જણાએલા છે. તેઓ મંગળ અને ગુરૂની વચ્ચેના પ્રદેશમાં છે. તેઓ એટલા તો નાના છે કે નરી આંખે દેખાતા નથી.

ઉપર કહેલા નાના મોટા સઘળા ગ્રહોને બે ગતિ હોય છે. તેઓ પોતાની ધરી ઉપર તેમજ સૂર્યની આસપાસ કુંડાળા જેવા માર્ગમાં પશ્ચિમથી પૂર્વ ભણી ફરે છે. તેમના સૂર્યની આસપાસ ફરવાના માર્ગને કક્ષા કહે છે. સૂર્યની આસપાસ કે પોતાની ધરી ઉપર એક ફેરો ફરતાં તેમને જુદો જુદો કાળ લાગે છે. બુધને પોતાની ધરી ઉપર ફરતાં ૮૮ દહાડા લાગે છે, અને સૂર્યની પ્રદક્ષિણા કરતાં ત્રણ મહીના થાય છે. સર્વથી નેપ્ચ્યુન ઘણોજ દૂર છે, તેને સૂર્યની આસ-પાસ ફરતાં લગભગ ૧૬૫ વર્ષ લાગે છે. બધા ઉપગ્રહો પોતપોતાના ગ્રહની આસપાસ ફરે છે, અને ગ્રહની જોડે રહી સૂર્યની આસપાસ

